વિવિધ ગ્રંથમાળા ત્રીજું વર્ષ સંવત ૧૯૬૯

# છોટાલાલ-પદબોધિની.

રચનાર-છોટાલાલ સેવકરામ.

કચ્છ દેશાધિપતિ શ્રીમન્મહારાજાના સેક્રેટરી.

પ્રસિદ્ધકર્ત્તા-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
તરફથી મંત્રી ભીક્ષુ-અખંડાનંદ-ઠે. કાલબાદેવીરોડ-મુંબઇ.

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव॥
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥ १ ॥

સુધારા વધારા વગરની આવૃત્તિ બીજી.

પ્રત ૫૩૦૦. સંવત ૧૯૬૯.

મૂલ્ય ૦-૨-૦ પાકું પૂઠું ૦-૪-૦ પોષ્ટેજ જુદું.

વિવિધ ગ્રંથમાળા ત્રીજું વર્ષ સંવત ૧૯૬૯

# છોટાલાલ-પદબોધિની.

રચનાર-છોટાલાલ સેવકરામ.

કચ્છ દેશાધિપતિ શ્રીમન્મહારાજાના સેક્રેટરી.

પ્રસિદ્ધકર્ત્તા-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
તરફથી મંત્રી ભીક્ષુ-અખંડાનંદ-ઠે. કાલબાદેવીરોડ-મુંબઇ.

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव॥
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥ १ ॥

સુધારા વધારા વગરની આવૃત્તિ બીજી.

પ્રત ૫૩૦૦. સંવત ૧૯૬૯.

મૂલ્ય ૦-૨-૦ પાકું પૂઠું ૦-૪-૦ પોષ્ટેજ જુદું

Thou art, Oh God, the life, the light.
Of all this wondrous world we see,
Its glow by day, its smile by night,
Are but reflections caught from thee,
Wherever we turn Thy glories shine,
And all things fair and bright are thine.



# અર્પણપત્રિકા.

---

## સવૈયા એકત્રીસા.

વિશ્વવિધાતા ! ત્રિભુવનત્રાતા ! સુખદાતા છો સરજનહાર !
કરતા ભરતા હરતા જગપતિ ! જગ પિતુમાતા જગદાધાર;
અંતરયામી ! અવિચળધામી ! ભવસાગર ભય ભંજનહાર,
પદપુષ્પોની માળા અરપું પદ્યબોધિની પ્રભુજી આ વાર. ૧
પ્રણતપાળ ! રખવાળ જગતના દેવાધિપ ત દેવ દયાળ !
સચ્ચિદ્ઘન ! જીવન જીવોના સદાસર્વદા લ્યો સંભાળ;
પરમાત્મા પરબ્રહ્મ ! પરાત્પર ! પાતકિ પાવન ! પરમ ઉદાર !
પદપુષ્પોની માળા અરપું પદ્યબોધિની પ્રભુજી આ વાર. ૨
સચરાચર વિશ્વંભર ઈશ્વર ભક્તાધીન છપાઇ છાપ;
નિરાકાર સાકાર નિરંજન અખિલ વિશ્વમાં આપોઆપ.
અવિચળ આપ પ્રતાપ અનુપમ ઋષિમુનિવર પામ્યા નવ પાર,
પદપુષ્પોની માળા અરપું પદ્યબોધિની પ્રભુજી આ વાર. ૩
યંત્રતંત્ર જગનો જગજીવન નિજ સ્વાધીન રાખ્યો નિરધાર,
જગમેળો મેળવતા ભેગો વિખેરતાં નહિ વાર લગાર;
એકજ શરણું અખિલેશ્વર ! તુજ, અસાર ભવસાગરમાં સાર,
પદપુષ્પોની માળા અરપું પદ્યબોધિની પ્રભુજી આ વાર. ૪
સાત્વિક મતિની સાત્વિક ગતિની સામગ્રી સજીને સૂજનાર !
પદપંકજ પાસે અરપું તે કરી કૃપાને કરો સ્વીકાર.
છોટાલાલ નમી નમી વિનવું ઉર ધારી પ્રભુ ! તુજ આધાર,
પદપુષ્પોની માળા અરપું પદ્યબોધિની પ્રભુજી આ વાર. ૫

## ગીતિ.

પુસ્તક પદ્દબોધિનીનું, પાય પડી પ્રભુ રચ્યું રૂડા ભાવે,
હરિ કિરતનનો હેતુ, પાર પડે જો ગુણીજન એ ગાવે. ૧.
મહિમા ધરમ મરમનો, નેટ નિરૂપણુ તેહતણું કીધું;
હરિકથા રસરૂપી, અમૃત અનુપમ સુખેકરી પીધું. ૨.
તત્વ ધરમનું તેમાં, માનવી મન તે ઉતારવા કાજે,
અભિરૂચિ ઉરમાં ઉપજી, પ્રગટ કરી તે પ્રેમથકી આજે. ૩.
ભૂમિ પુરાતન કચ્છની, પ્રાચિન લેખ લખાયો ઇતિહાસે;
નૃપવર નૃપ યદુવંશી, યશ ઉજ્વળ તો વિશેષ પરકાસે. ૪.
અંતર મમતા પૂરી, લાલન પાલન પ્રજાતણું કરતા;
નિરમળ ન્યાય સુદૃઢના, સુજ્ઞ સુશિળ ગંભિર સદ્દગુણ ધરતા. ૫.
સદ્દવરતન સદ્દવાણી, ઉદાર મનથી જન આરત હરતા;
સત્ય પરાક્રમ પૂરૂં, સુયશ નિધિ નૃપ અધિક અધિક ભરતા. ૬.
સન્નિધ રહી નૃપસંગે, ભગવત ભજવા મતિ ભલી ધારી;
શ્રીહરિ ચરણે લગની, નેટ નિરંતર અંતર નિરધારી. ૭
મ્હોટાંબા, ગંગાબા, રાણી આદિ કુટુંબ સુખ કરતા;
મતિ ગતિ ધર્મપરાયણ, પ્રભુપદ્દપંકજ ધારી દૃઢ દૃઢતા. ૮.
મમતાળુ માયાળુ, પરહિત ચિંતક ને પર ઉપકારી;
નિજ સ્વામી ભક્તિમાં, ભાવ ભલો સતીસમ શ્રદ્ધા સારી. ૯.
પ્રેમ પ્રજાપર પૂરો, અમિ દૃષ્ટિથી સીંચે અમિ વારી;
માત પિતા સમ માયા, દમ્પતિના ગુણ ગાતાં નરનારી. ૧૦.
મમત્વ મમ ઊપરતે, માયા તેવી કુટુંબ પર ધારી;
અભિલાષા ઉર ઉપજી, ગ્રંથે ગાયાં સદ્દગુણ નિરધારી. ૧૧.
સંવત્ ઓગણિસેંને, સત્તાવનનો આંક ઉપર ભરજો;
દેવ દિવાળી દિવસે, ગ્રંથ સમાપ્તિ થઈ ઉરે ધરજો. ૧૨.

# ઉપોદ્ઘાત.

પરમકૃપાળુ પરમાત્માએ આ સૃષ્ટિમાં ઉદ્ભિજ્જ, અંડજ, સ્વેદજ, અને જરાયુજ એવા ચાર પ્રકારના જીવો ઉત્પન્ન કરી તે સર્વમાં મનુષ્યને શ્રેષ્ઠત્વ આપેલું છે. આ શ્રેષ્ઠત્વ બુદ્ધિના પ્રભાવથી છે; બુદ્ધિ તો પ્રાણી માત્રમાં હોય છે; પરંતુ તેને સંસ્કારયુક્ત અને સદ્વૃત્તિરૂપ કરવાનાં સાધન જેટલાં મનુષ્યને મળે છે, તેટલાં બીજા જીવોને મળતાં નથી, જેથી તેની બુદ્ધિ શ્રેષ્ઠત્વ ધારણ કરતી નથી. બુદ્ધિમાં સત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણો હોય છે, આ ગુણોનું સત્સંગ, સત્શાસ્ત્ર, દેશ કાળ અને વસ્તુના સંયોગથી તારતમ્ય થાય છે; આવા યોગોને લીધે બુદ્ધિમાં ત્રિગુણાત્મક પ્રવાહો ઉત્પન્ન થાય છે; તેને વૃત્તિઓ કહેવામાં આવે છે; વૃત્તિના ત્રણ ભેદ છે, સાત્વિક, રાજસ અને તામસ; તેમાં જે સાત્વિક વૃત્તિનું પરમાત્મા ભણી નિરંતર વલણ તેનું નામ ભક્તિ કહેવામાં આવે છે

સંસ્કૃતમાં भज् એવો ધાતુ છે, તે ઉપરથી ભક્તિ શબ્દ સિદ્ધ થાય છે; તેનો અર્થ એવો થાય છે કે, સત્ય વસ્તુ જે પરમાત્મા તે પ્રત્યે સાત્વિકી પ્રીતિ અથવા ભાવના. ગુણના તારતમ્યથી ત્રિગુણાત્મક ભાવના ઉપજે છે તેમાંથી સાત્વિકી વિશેષ લાભપ્રદ છે.

જનમનમાં પ્રથમ પૂર્વ પુણ્યજન્ય સંસ્કારોથી સત્યાસત્ય નિર્ણાયક વિવેક નામની વૃત્તિનો ઉદય થાય છે; તેથી એવો વિચાર ઉપજે છે કે, આ સૃષ્ટિના ક્ષણપરિણામી અવસ્થાંતર પામનાર શરીર, સ્ત્રી, પુત્ર, અને ધનાદિ પદાર્થો નાશવંત છે, માટે સત્ય નથી. પરંતુ સત્ય વસ્તુ માત્ર પરમાત્મા જે વ્યાપક એક ને અખંડ છે તેજ છે; એમ જાણી અસત્ય પદાર્થમાં પ્રીતિ ઓછી કરી સત્ય ને શુદ્ધ પરમાત્મા તરફ વૃત્તિના પ્રવાહને જોડે છે. બુદ્ધિનું બીજું નામ અથવા પ્રથમરૂપ અંતઃ-

કરણ કહેવાય છે; તેમાં અનાદિકાળથી શુભાશુભ કર્મજન્ય સંસ્કારોનો સમુદાય સંચિત થયેલો હોય છે; અને આ સંસ્કારોજ જીવને શુભાશુભ કાર્યમાં પ્રેરણા કરી તદ્દારા ધર્માધર્મ ઉપજાવી સુખ–દુઃખાદિ ઉપજાવે છે; ને તેને જન્મ મરણની પરંપરા પમાડનાર પણ તેજ છે. શ્રુતિમાં કહ્યું છે કે, **ज्ञानात् कैवल्य माप्नोति । तरति शोकमात्मवित्।** જ્ઞાનથી મોક્ષ મળે છે, આત્મવેત્તા શોકને તરે છે, ઇત્યાદિ. ઘણી શ્રુતિથી સિદ્ધ થાય છે કે, જ્ઞાનવિના મુક્તિ મળતી નથી; આવું જ્ઞાન ભક્તિ થકીજ ઉત્પન્ન થાય છે. ગીતામાં કહ્યું છે કે, **भक्त्या मामभिजानाति ।** ભક્તિવડે મનુષ્યો મને જાણે છે

શાસ્ત્રમાં જ્ઞાનનાં સાધનો દાન, તપ, તીર્થ, યજ્ઞ, યાગાદિ અનેક પ્રકારનાં કથન કરેલાં છે; પરંતુ ભક્તિ જેવું શ્રેષ્ઠતર સાધન એક પણ ગણેલું નથી; આવા ભાક્તનો મહિમા છે.

ભક્તિ સગુણ વા નિર્ગુણ પરમાત્માની થઇ શકે છે. સગુણ એટલે ગુણ સહિત. ચૈતન્ય ગુણ ત્રણ છે, જેની સામ્યાવસ્થાને પ્રકૃતિ કહેવામાં આવે છે; જેના પરિણામરૂપે આ સર્વ જડ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. નિર્ગુણ એટલે શુદ્ધ ગુણાતીત, જે પ્રકાશમાન શુદ્ધ ચૈતન્ય તે. આ એ પદાર્થાકાર ચિત્તની વૃત્તિનો જે પ્રવાહ તેનુંજ નામ ભક્તિ કહેવાય છે. અને તે કરનારને ભક્ત એવા નામથી શાસ્ત્ર પ્રતિપાદન કરે છે.

ભક્તના ગુણપ્રભાવને લીધે તેની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવી સંજ્ઞાઓ પડે છે. વળી ગીતામાં તેમના મનોભાવને લીધે ચાર પ્રકાર ગણવામાં આવ્યા છે. **आर्तो जिज्ञासु रर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ तेषां ज्ञानी नित्ययुक्त एक भक्तिर्विशिष्यते ॥** હે અર્જુન! આર્ત, જીજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એવા ચાર પ્રકારના મારા ભક્તો હોય છે. તેઓમાં જ્ઞાની ભક્ત નિત્યયુક્ત અને વિશેષ છે. પોતાને આવી પડેલું દુઃખ ટાળવા યત્ન કરનાર તેવજ સમયે પોતાનું

દુઃખ ટાળવા પરમાત્માની પ્રાર્થના કરે તે આર્ત ભક્ત કહેવાય છે.

પરમાત્માના યથાર્થ સ્વરૂપને જાણવાને માટે ભક્તિ કરનાર તે જીજ્ઞાસુ ભક્ત કહેવાય છે. ધન અથવા ઉપયોગી પદાર્થો મેળવવાની અપેક્ષાથી જે ભક્તિ કરે છે, તે અર્થાર્થી ભક્ત કહેવાય છે. અને સર્વત્ર વ્યાપક સર્વનો અંતરાત્મા મારી સાથે નિરંતર એકરૂપ છે, એમ ધારી ભક્તિ કરનાર જ્ઞાની ભક્ત કહેવાય છે.

ઉપરના સઘળા ભક્તોમાં ભગવાને જ્ઞાની ભક્તનેજ શ્રેષ્ઠ ગણેલો છે. તેનું કારણ એ કે બીજા ભક્તો કામનાવાળા હોવાથી પોતાની મનોવાંચ્છા પૂર્ણ કરવાને માટેજ ભક્તિ કરે છે; પણ જ્ઞાની તો સ્વસ્વરૂપ ધારીને નિષ્કામપણે ભક્તિ કરવાવાળો છે; શ્રીમદ્ ભાગવતમાં પણ કહ્યુંછેકે, आत्मारामाश्च मुनयो निर्ग्रंथा अप्युरुक्रमे ॥ कुर्वंत्यहैतुकीं भक्तिं इत्थंभूतगुणो हरिः ॥ આત્માના સ્વરૂપમાં સંતુષ્ટ થએલા મનનશીળ પુરૂષો અહંતા મમતારૂપ ગ્રંથીનું ભેદ ન કરવાવાળા છે; છતાં તેઓ નિષ્કામપણે પરમાત્માની ભક્તિ કરવાવાળા છે. આવા ગુણવાળા ભગવાન છે.

ઉપર જ્ઞાની ભક્તજ શ્રેષ્ઠ છે એ જણાવ્યું; પરંતુ તેવી ભક્તિ મનુષ્યને કેવી રીતે પ્રાપ્ત થાય તેના ઉપાય પણ કર્તવ્યરૂપે મનાય છે.

સર્વ શરીરોમાં મનુષ્ય શરીરનું શ્રેષ્ઠત્વ છે, એ નિર્વિવાદ છે. મનુષ્યમાં પણ સદ્‌વાસના, સત્સંગ અને સતશાસ્ત્રનું વ્યસન જેમ જેમ અધિકતા પામતું જાય છે, તેમ તેમ વિશેષ ઉત્તમતા આવતી જાય છે; અને દેવભાવ પણ પ્રગટે છે.

આવા મનુષ્યમાં પોતાના પુરૂષાર્થથી શમ, દમ, શ્રદ્ધા, તિતિક્ષા, સમાધાન, ઉપરામ, એ ષટ્ સંપત્તિ અને વિવેક, વૈરાગ્ય, મુમુક્ષતા, એ સાધનોનો સંચય થાય છે; અને પરમાત્માની દૃઢ ભક્તિ પ્રગટે છે. ભક્તિ પ્રગટ થવાથી સર્વાંતર્યામી પરમાત્માની સાથે હૃદયનું ઐક્ય ઉપજે છે;

તેથી સર્વાત્મભાવ પ્રકટી પ્રાણીમાત્રનું કલ્યાણ કરવા તે પ્રવર્તે છે. યોગશાસ્ત્રમાં તેવા મનુષ્યના અંતઃકરણમાં મૈત્રી, કરૂણા, મુદિતા, ને ઉપેક્ષા એ ચાર વૃત્તિઓ ઉપજે છે; તેનું સારી રીતે વિવેચન કરેલું છે.

દુઃખી પ્રાણીને જોઇ તેનું દુઃખ શી રીતે ટળે ? સર્વનું આરોગ્ય કેમ વધે ? સર્વ દુઃખનાં સાધનથી અને દુઃખથી કેવી રીતે છૂટાં થાય ? ને તેમનું શ્રેય શા ઉપાયથી ઉપજે ? ઇત્યાદિક જે મનોવૃત્તિ તેનું નામ કરૂણા છે.

સર્વ પ્રાણીનો આનંદ એજ મારો આનંદ, સર્વ ભલે સુખી થાઓ. સર્વનું શ્રેય એજ મારૂં શ્રેય; ઇત્યાદિક અંતઃકરણની વૃત્તિને મુદિતા કહે છે. आत्मवत् सर्व भूतेषु. એ પવિત્ર અને અનુપમ સૂત્ર જેના હૃદયકમળમાં નિરંતર નિવાસ કરી રહે છે; અને જેની રેહેણી કરણી તથા આચાર વિચાર કેવળ વિશુદ્ધ જ્યાં ત્યાં દૃષ્ટિગોચર થાય છે, તેવા સંસ્કારી પુરૂષોથીજ બીજાઓનું વ્યવહારિક કલ્યાણ તથા આત્મઉત્કર્ષ કરી શકાય છે. આવા પવિત્ર વિચાર અને વૃત્તિઓનું મૂળ શોધવું પડે તેમ નથી. ધર્મપર સુદૃઢ આસ્થા, ઈશ્વર પ્રતિ અચળ વિશ્વાસ, એજ ગમે તેવી સ્થિતિમાં તેની દૃઢતાને ટકાવીને જાળવી રાખનાર છે. કર્ત્તવ્યતાને સદાસર્વદા શિરોમણિ શિખરે પહોંચાડનાર છે. ચારે દિશાએ જ્યારે વિપતનાં વાદળાં ઘેરી વળે છે, અને સંકટ પરિસિમાએ પહોંચે છે. તેવા સમયમાં પણ તેને ધૈર્ય આપનાર, પરિણામે સત્યના વિજયની આશા રખાવનાર, અંતઃકરણની નિર્મળતા નિભાવનાર, અન્તે સત્યનો સૂર્ય વિશેષ તેજસ્વી પ્રકાશમાં દૃષ્ટિગોચર કરાવનાર ધર્મનું અવલંબન અને ભક્તિનું અવલંબન તેવા પુરૂષને અલૌકિક આયુદ્ધરૂપ થઇ પડે છે. તેવા મનુષ્યોની દૃષ્ટિએ દુઃખના ડુંગર તૃણવત્ ભાસે છે, તેનું શરીર હારી જાય છે, અને લથડી પડે છે, તોપણ તેનું ભક્તિરૂપી આયુદ્ધ શિથિલ પડતું નથી. તેઓને એક અલૌકિક સામર્થ્ય પ્રાપ્ત થાય છે. હારની બાજીમાં પણ તે પોતાનો

વિજય જુએ છે, અને રણસંગ્રામમાં જેમ શૂરવીર યોદ્ધાઓ હિમ્મત નહિ હારતાં, પરાભવની ભીતિ નહિ રાખતાં પોતાની શૂરવીરતા ગજવી મૂકે છે, અને જયજયના શબ્દોના દુનિયામધ્યે વિજયના વાવટા રોપવા સમર્થ થાય છે; તેમ આ ભવસાગરમાં હરિભક્તો પણ કોઇ પણ પ્રકારની બાહ્ય ઉપાધિઓથી પોતાના સિદ્ધ સંકલ્પોને શિથિલ અને નિસ્તેજ નહિ થવા દેતાં પરમાત્મા પ્રત્યે પૂર્ણ પ્રતીતિ ટકાવી રાખી પોતાના ને અન્યના જીવનું સાર્થક કરવા શક્તિમાન થાય છે. એવા પ્રતાપી ભક્ત–પુરૂષોને પ્રભુકૃપાની પ્રસાદી પ્રાપ્ત થાય છે; અને તે દ્વારાએ પોતે સુખી થાય છે, ને અન્યને સુખી કરે છે, પોતાની કર્તવ્યતા એક સરખી રીતે પાર ઉતારે છે; ટુંકામાં એવા સત્પુરુષનો સમાગમ સર્વદા સુખશાન્તિ સિંચે છે, આત્મકલ્યાણનો માર્ગ દર્શાવે છે, પોતે તરે છે ને અન્યને તારે છે.

પાપી, અયોગ્ય કૃત્ય કરનાર, સત્પુરૂષ અને સત્શાસ્ત્ર પ્રમાણે નહિ ચાલનાર તથા પોતાના સદ્બોધની અવજ્ઞા કરનારનું પણ ઈશ્વર કલ્યાણ કરો, એવી વૃત્તિથી તેના ઉપર રાગનો અભાવ કરી અસંગ રહેવું તેનું નામ ઉપેક્ષાવૃત્તિ છે.

એવી ઉત્તમ ભાવનાઓ ઉપજે છે તેથી સર્વાત્મભાવ દૃઢ થાય છે.

કેટલેક ઠેકાણે શાસ્ત્રમાં નવધા ભક્તિનું સ્વરૂપ આ પ્રમાણે વર્ણવેલું છે. **श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनं ॥ अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनं ॥** પરમાત્માના ગુણોનું કર્ણથી શ્રવણ કરવું, વાણીથી તેનું કીર્તન કરવું, મનથી ચિંતન કરવું, તેના ચરણારવિંદનું સેવન કરવું, ષોડશોપચારથી યથાવિધિ પૂજન કરવું, નમસ્કાર કરવા, સેવકભાવ રાખવો. તથા મિત્રતા કરવી, અને પોતાનો આત્મા પરમાત્માને અર્પણ કરી દેવો.

ગીતામાં પણ કહ્યું છે કે, **मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ॥ कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च**

મારામાંજ જેનું ચિત્ત છે, મારામાં જેણે પ્રાણ અર્પણ કરેલા છે, તથા જેઓ મારા સ્વરૂપનોજ પરસ્પર બોધ કરે છે, તથા મારૂંજ નિરંતર કથન કરે છે અને તેવાં કાર્યોથીજ સંતોષ પામી રમણ કરે છે, એવા મારા ભક્તો હોય છે.

આવા ભક્તોમાં પ્રથમથીંજ કંઇ દોષ હોય તો તેપણ ભગવદ્-ભક્તિથી નષ્ટ થાય છે.

**अपिचेत् सुदुराचारो भजते मामनन्यभाक् ॥ साधुरेव स मन्तव्यः सम्यग् व्यवसितो हि सः ॥**

પ્રથમ દુરાચારી હોય એવો મનુષ્ય પણ જો મને અનન્યભાવથી ભજે તો તેને સાધુ માનવો. કારણ કે, તે દૃઢનિશ્ચયવાળો થયેલો છે. **क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ॥ कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥** એવો પુરૂષ તત્કાળ ધર્માત્મા થાય છે; અને નિત્ય રહેવાવાળી શાંતિ પામે છે. માટે હે અર્જુન ! નક્કી જાણ કે મારો ભક્ત ક્યારે પણ નાશ પામતો નથી. આવા ભક્ત-પુરૂષનાં નીચે પ્રમાણે લક્ષણો ભગવાને જણાવેલાં છે.

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एवच ॥ निर्ममो निरहङ्कारः समदुःखसुखः क्षमी ॥** પ્રાણી માત્ર ઉપર દ્વેષ કરનાર, દેહાદિકમાં તથા અન્ય પદાર્થોમાં અહંતા તથા મમતા રહિત, સુખ દુઃખમાં સમત્વ રાખનાર તથા ક્ષમાવાળો મારો ભક્ત હોય છે. **संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ॥ मय्यर्पितमनोबुद्धिर्योमद्भक्तः स मे प्रियः ॥** નિરંતર સંતોષવાળો, મનની વૃત્તિને સ્થિર કરનાર, અંતઃકરણને જીતનાર, દૃઢ નિશ્ચયવાળો અને મારામાં મન બુદ્ધિને અર્પણ કરનાર ભક્ત મને ઘણો પ્રિય છે. **यस्मान्नो द्विजते लोको लोकान्नोद्विजते च यः ॥ हर्षामर्षभयोद्वेगै मुक्तो यः स च मे प्रियः ॥** જેનાથી કોઇ લોક ઉદ્વેગ પામતો નથી, અને જેને કોઇ લોક ઉદ્વેગ

# નિવેદન.

વિવિધ ગ્રંથમાળાદ્વારા ચાલુ વર્ષમાં પ્રસિદ્ધ થનાર કવિનાનાં પુસ્તકો તરીકે પ્રથમ "પદ્યાત્મક ભગવદ્‌ગીતા" નીકળ્યા પછી ૩૦મા અંક તરીકે તેજ પ્રકારનું આ બીજું પુસ્તક "છોટાલાલ પદબોધિની" રજુ થાય છે ૩૧ મો અંક "વૈરાગ્યબોધકાવ્ય" પણ પદ્યાત્મક છે.

આ પુસ્તકના કર્તા સદ્‌ગત છોટાલાલ સેવકરામ વિષે "સચિત્ર સાક્ષરમાળા" નામે થોડા સમયપર પ્રસિદ્ધ થયેલા પુસ્તકમાં નીચે પ્રમાણે જણાવેલું છે:—

"તેમનો જન્મ અમદાવાદમાં ઈ. સ. ૧૮૪૨ ના વર્ષમાં થયો હતો બાળવયમાં ગામઠી નિશાળમાં, સરકારી ગુજરાતી શાળામાં અને પછી અંગ્રેજી સ્કૂલમાં ઉત્તરોત્તર અભ્યાસ કરેલો. નડિયાદના દેશાઈ કુટુંબના પુત્રો સ્વ. હરિદાસ વગેરે તથા સ્વ. મનઃસુખરામ તથા રા. રા. રણછોડભાઈ ઉદયરામ વગેરે અમદાવાદમાં અંગ્રેજી શિક્ષણ લેવા ગયેલા તેથી તેમના ગાઢ પરિચયમાં તેઓ બાળવયથીજ આવેલા. આ આખું મંડળ પ્રભુકૃપાથી વિવિધ દેશી રાજ્યોનાં પ્રધાનપદો ઉપર પહોંચેલું. પછી તેઓ અમદાવાદની પ્રોવિન્શિયલ કૉલેજમાં દાખલ થયલા અને એજ સંધિમાં સ્વ. મણિભાઈ જશભાઇ સાથે પણ સમાગમ થયલો. ઓગણીસ વર્ષે વિદ્યાભ્યાસ પૂરો થતાં તેઓ ડુંગરપુરના રાજકુમારના શિક્ષક નિયોજાયલા. પછી તેમની ઉપદૈભાષિકની જગા ઉપર ગોઠવણ થયલી. થોડાં વર્ષ બાદ સ્વ. મણિભાઈએ તેમની યોજના કચ્છરાજ્યના બુદ્ધિમન્ત મહારાવ શ્રી ખેંગારજીના શિક્ષક તરીકે કરેલી અને પાછળથી ત્યાં રહીને તેઓ પોતાના શિષ્ય રાજકુમારથી મંત્રીપદ પામેલા. અને મરણ પણ તેમનું તેજ રાજ્યની સેવા કરતાં ઇ. સ. ૧૯૧૦ માં થયું છે."

"તેઓ સાહિત્યપ્રેમી હતા. કવિતા કરવામાં કુશળ હતા. તેમણે (૧) મૉરિસકૃત હિંદુસ્તાનના ઇતિહાસનું, તથા (૨) કૅન્ડી કૃત જગતની ભૂગોળનું સ્વતંત્ર રીતે તથા (૩) મુસલમાની શરેહનું સ્વ. મણિભાઇ સાથે રહીને, તથા (૪) શેકસપીઅરની કથા સમાજનું રા. રા. રણછોડભાઇ તથા સ્વ. મણિભાઇ સાથે રહીને ભાષાન્તર કરેલું છે. કવિતા કરવાનું વ્યસન તેમને બાળપણથી લાગેલું. (૫) વૃન્દ સતસઇ નામે હિંદી દુહાનું તેમણે ગુજરાતી ભાષાન્તર કરેલું. (૬) ટૅલીમૅકસનું પણ ભાષાન્તર તેમણે કરેલું છે. અને તે ઉપરાંત તેમણે (૭) શબ્દ મૂલદર્શક કોશ પણ રચેલો છે અને સ્વ. નવલરામે તેની નોંધ પણ લીધેલી છે. છોટાલાલના સવૈયા તો મશહુર છે. ગૂજરાતી-પત્ર વગેરે અઠવાડિકપત્રો તથા માસિકોમાં તેઓ ભિન્ન ભિન્ન વિષયો ઘણે ભાગે સવૈયામાંજ લખતા હતા. તેમની કવિતાઓ સાદી દોડતી સરલભાષામાં લખાયલી છે."

"સચિત્ર સાક્ષરમાળા" નું પુસ્તક જો કે ગત વર્ષમાંજ પ્રસિદ્ધ થયું છે તોપણ તેની દશ વર્ષ અગાઉ પ્રસિદ્ધ થયેલી છોટાલાલ પદબોધિનીની પ્રથમાવૃત્તિમાં તેમનાં પુસ્તકોની જે યાદી આપેલી છે તેની સાથે સરખાવતાં તેમાં આપેલી ઉપલી હકીકત અપૂર્ણ જ જણાય છે. એ યાદીમાં નીચેનાં વધુ પુસ્તકોનાં નામ આપેલાં છે.

(૮) તુલસી સતસઇ (પદ્યાત્મક ભાષાંતર), (૯) છોટાલાલ બાવની ૧-૨ (પદ્યાત્મક), (૧૦) છોટાલાલ સદસ્ત્રો (પદ્યાત્મક), (૧૧) ઉપવનવિનોદ અથવા શરદબાગનું વર્ણન (પદ્યાત્મક), (૧૨) છોટાલાલ પદબોધિની (પદ્યાત્મક), (૧૩) ભક્તશતક (પ્રસિદ્ધ થનાર પુસ્તક તરીકે) (પદ્યાત્મક), (૧૪) માર્કસ ઓરીલીયસના તત્ત્વવિચાર (ઇંગ્રેજી ઉપરથી)

"છોટાલાલ પદ્યપોત્રિની" ની પહેલી આવૃત્તિ કર્તા તરફથી ઇ. સ. ૧૯૦૧–સંવત્ ૧૯૫૭ માં પ્રસિદ્ધ થઇ હતી તેનીજ આ બીજી આવૃત્તિ છે. આ પુસ્તકની ૧૦૦૦૦ (દશહજાર) પ્રત છપાવવાની પરવાનગી સ્વ૦ ના સત્પુત્ર રા. રા. મોતીલાલ છોટાલાલ જેઓ હાલ ઇંદોર તરફ સારી પદવીએ છે તેમની પાસે માગવામાં આવતાં પોતાના અન્ય બંધુઓની સંમતિપૂર્વક તે પરવાનગી ઉત્સાહપૂર્વક તેમણે લખી મોકલી છે તે બદલ તેમનો તેમજ તેમના સર્વ બંધુઓનો આ સંસ્થા આભાર પ્રદર્શિત કરે છે.

આ પુસ્તકમાં આવેલાં પદ્યો જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય ઇત્યાદિ ઉત્તમ વિષયોનાં છે. સ્વર્ગસ્થની કવિતાની ઉત્તમતા વિષે ઉપર જણાવેલું છેજ. પુસ્તક વાંચતાં તેની પ્રત્યક્ષ પ્રતીતિ થશે.

સ્વ૦ રચિત સર્વ પુસ્તકો જો કે તેમની હયાતીમાંજ પ્રસિદ્ધ થયેલાં છેઃ તોપણ તેઓશ્રીના અન્ય વ્યવસાય તરફ જોતાં તેની વધુ પ્રતો કઢાવી બહોળો પ્રચાર કરવાનું તેમનાથી ન બની શકે એ સ્વાભાવિક જ છે. હજી સુધી જો કે આ લખનારના જોવામાં તેમનાં સર્વ પુસ્તકો આવ્યાં નથી; પરંતુ તેનાં નામ તથા સ્વ૦ ની શૈલી અને તેમનું સંસ્કારી હૃદય ઇ. જોતાં કહી શકાય કે તેમનાં પુસ્તકો સ્વલ્પ મૂલ્યે બહોળી સંખ્યામાં નીકળે તો ગુર્જર વાંચક વર્ગમાં તેનો સારો આદર થાય અને જે લોકોપકારના હેતુથી સ્વર્ગસ્થે તે રચેલાં છે તે હેતુની ઉત્તમ સફળતા થાય.

ઇશ્વરેચ્છા તો સ્વ૦ ના સુપુત્રોની પરવાનગી મેળવી તેમાંનાં કેટલાંએક પુસ્તકો પ્રસિદ્ધ કરવા આ સંસ્થાની ધારણા છે.

જનસમાજમાં આવાં સુબોધક પુસ્તકોના વાંચનની અભિરૂચિ વધતી જાઇ તેથી વાંચક બંધુઓના સત્ય હિતમાં વૃદ્ધિ થાઓ એ વાંચ્છનાપૂર્વક ૐ **तत् सत्** ॥ માર્ગશીર્ષ શુક્લ ૧. મંત્રી.

# ગ્રંથસ્વીકાર.

## હિન્દની મહાન સ્ત્રીઓ.

પ્રસિદ્ધકર્ત્તા. રા. રા. મુરારજી આણંદજી તન્ના. બી. એ. એલ. એલ. બી. કદ રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૨૪૦. કાગળ ગ્લેજ ૫૦ રતલી.

આ પુસ્તક પ્રસિદ્ધ કરનાર સદ્દગૃહસ્થ ભાવનગર રાજ્યમાં નાયબ દિવાનના હોદ્દા પર હોઇ લુહાણા જ્ઞાતિના અગ્રેસર છે. બે વર્ષ પર એ જ્ઞાતિની મુંબઈમાં ભરાયલી કોનફરંસના તેઓ પ્રમુખ હતા. સ્વજ્ઞાતિની ઉન્નતિ અને સ્ત્રી કેળવણીનો વિષય તેમને બહુ પ્રિય હોવાથી તે સમયે પણ એક સ્ત્રી ઉપયોગી પુસ્તકની પ્રતો સ્વજ્ઞાતિની સ્ત્રીઓ માટે તેમણે ભેટ વહેંચી હતી. થોડાજ સમયપર રાજકોટમાં ભરાનારી એ જ્ઞાતિની બીજી કોનફરન્સ સમયે એજ હેતુપૂર્વક ભેટ વહેંચવા માટે આ ખાતાની પરવાનગી લઇને આ પુસ્તકની ૧૦૦૦ પ્રત શુમારે બસો રૂપીઆના ખર્ચથી તેમણે છપાવી પ્રસિદ્ધ કરી છે. આ સંસ્થાની ચરિત્રમાળા દ્વારા ગત વર્ષમાં પ્રસિદ્ધ થયેલા **ભારતનાં સ્ત્રીરત્નો ગ્રંથ ૧ લો** નામે પુસ્તકમાંનાં ૨૭ ચરિત્રો આ પુસ્તકમાં તેમણે અક્ષરશઃ છપાવેલાં છે. તેમના સદ્જ્ઞાન પ્રચારના આ ઉત્સાહ અને ઉદારતા માટે અમારા ધન્યવાદ કરતાં તેમનું હૃદય અંતરિક્ષ સત્તા તરફનો જે ધન્યવાદ અનુભવતું હશે તેજ. વિશેષ છે. ઉદારતાના વિષયમાં ગાડરિયા પ્રવાહે તણાતા આ દેશના ધનવાનોએ ઉક્ત ગૃહસ્થનો દાખલો લઇ દેશકાળને અનુસરતા ખરૂં પરહિત સાધનારા આવા પરોપકારના માર્ગોએ સ્વદ્રવ્યનો વ્યય કરવાનું અને તેમ કરીને ઉત્તમ પુણ્યનો સંચય કરવાનું શીખવું જોઇએ. છતા દ્રવ્યે પોતાનું આ લોક પરલોકનું હિત સાધવાની મુદ્દલ વૃત્તિજ જેમને ઉપજી ન હોય એવા માત્ર પાપભાગી દયાપાત્ર મનુષ્યો માટે તો પ્રભુની દયા ઉપરાંત વધુ ઇચ્છવાનુંજ શું હોય? 'મંત્રી.'

# સહાય સ્વીકાર.

આ સંસ્થાને સહાય દાખલ મળેલી નીચેની રકમો આભાર સહિત સ્વીકારવામાં આવી છે.

૧૫૦–૦–૦ રા. રા. બલદેવજી લાલજીભાઇ ધ્રૂવ, બી. એ. એલ. બી. અમદાવાદ તા. ૧૨–૧૧–૧૨ નીચેના પત્રોદ્‌ગાર સાથે.

"સસ્તું સાહિત્ય લોકોમાં ફેલાય અને તેથી એમને કાંઇ જ્ઞાન મળે એ ઉદ્દેશથી આપ જે પ્રયત્ન કરી રહ્યા છો, તેની દેશને કેટલી અગત્ય છે એનો કાંઇક આભાસ કેટલાક પુરૂષોને થવા માંડ્યો છે."

"એવા અતિ અગત્યના પ્રયાસમાં જો કોઇને યથાશક્તિ મદદ કરવાનું મન થાય તો તે સ્વાભાવિક છે."

"એવા કાંઇક ઉદ્દેશથી પ્રેરાઇ હું આ સાથે રૂ. ૧૫૦) ની કરન્સી નોટ મ્હારા તરફથી એક અલ્પ મદદ તરીકે મોકલવાની રજા લઉં છું તો તે આપ સ્વીકારશો.

૧૫–૦–૦ ના. મો. ડૉકટર. મુ. ભાવનગર.

૬–૦–૦ રા. રા. ભાઇલાલ વ્રજરાય દેશાઇ,
રાજમહેલરોડ વડોદરા.

૨–૪–૦ પરચુરણ બે સજ્જનો તરફથી મળીને.

૧૭૩–૪–૦ કુલ.

# છોટાલાલ પદબોધિની.



## પદ ૧.



"ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે." એ રાગ.

પ્રભુ ધ્યાન, સુંદર સ્થાન સુખકારી;
ગ્રહી જ્ઞાન મિથ્યામાન દે નિવારી;
જેથી દુઃખ તારું જાય, સાર વસ્તુને સધાય,
ચિત્ત બ્રહ્મમાં સમાય, શીખ સારી સારી; જો વિચારી. પ્રભુ. ટેક.
નથી લાભ હરિ ભક્તિ તુલ્ય એકે;
વાર વાર તું વિચારી જો વિવેકે;
વિચર ન્યાય નીતિ પંથમાં સુટેકે;
સત્ય એજ તારૂં હિત, ધાર ચિત્ત, નિત્ય નિત્ય,
વાત ઉચિત, જે પુનીત, શુભ રીત, જગવિદિત;
ધરી પ્રીત, લે તું ધારી ધારી; જો વિચારી. પ્રભુધ્યાન. ૧
હરિ નામમાં સમાય સર્વ ધર્મ;
કરીશ નામના પ્રતાપે શુભ કર્મ;
પામીશ લાભ તું લહ્યો ન જાય મર્મ;
બોધ લક્ષમાં ઉતાર, તરી પાર, થાતાં વાર,
નહિ લગાર, અંતર ધાર, એ વિચાર, શ્રેયકાર;
પ્રભુ વ્હાર કરે તારી તારી; જો વિચારી. પ્રભુધ્યાન. ૨

ભક્તિ જ્ઞાન ને વૈરાગ્ય જેહ પાસ્યો;
તાપ પાપના અમાપ તેહ વાસ્યો;
ચરણ કમળ અનુરાગમાં વિરાસ્યો;
વદે વાણી છોટાલાલ, ધરી વ્હાલ, તે તું પાળ;
સકળ કાળ, શ્રીદયાળ, થઈ કૃપાળ, માયા જાળ;
વિશ્વપાળ મૂકે વારી વારી; જો વિચારી. પ્રભુધ્યાન. ૩

---

## પદ ૨.

"ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે." એ રાગ.

પ્રભુ એક સહ વિવેક ઉર ધારો;
અવર ભ્રાંતિ ભેદબુદ્ધિની નિવારો;
મર્મ ધર્મનો પમાય, પરમ પ્રેમ ઉભરાય,
તાપ તનતણા હરાય, બોધ સારો સારો; એ વિચારો. ટેક.
દેશોદેશ વિષે એક વિભુ વ્યાપ્યો;
પ્રાણી માત્રમાં પ્રભાવ તેનો સ્થાપ્યો;
વિવિધ સુખનો સમૂહ જેને આપ્યો;
માં વિસાર ઉપકાર, ઉર ધાર,
ભવ અસાર, પરિવાર સઉ જનાર;
નહિ ઉધાર, દુર્વિકાર, દુઃખકાર,
હૃદે ધારો ધારો; એ વિચારો. પ્રભુ એક. ૧
માત તાત દીનબંધુ વિશ્વત્રાતા;
વિપતવાર કરી વ્હાર ભરે શાતા;

નિરાકાર ને સાકાર જે ગવાતા;
ભજો ભાવે નિષ્કામ, અચળ ધામ,
આપે રામ, પૂરણકામ, પ્રભુ નામ,
અભિરામ, સુખધામ, આઠે જામ,
ધ્યાન ધારો ધારો, એ વિચારો. પ્રભુ એક. ૨
સર્વ દેવ સજી સેવ સ્તુતિ ગાતા;
જપે જોગી મુનિરાજ મહા જ્ઞાતા;
વેદ ચારના વિસ્તારમાં વિખ્યાતા;
છોટાલાલના આધાર, જગદાધાર,
સરજનહાર, નમસ્કાર વારવાર,
અંતર ધાર, પાર ઉતાર, તું દાતાર;
એક તારો તારો; ધ્યાન ધારો. પ્રભુ એક. ૩

---

## પદ ૩.

"ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે." એ રાગ.

મૂર્ખ માનવી તું પંથ કૂડો ઝાલે;
ફૂલ્યો ફાલ્યો મિથ્યા ગર્વમાં તું મ્હાલે;
અરે પાપી તું વિચાર, ભાર પાપનો ઉતાર,
દારુણ દુઃખનો દેનાર, હાથ ઠાલે ઠાલે, જાવું કાલે. મૂર્ખ.
દોષ રહિતને તેં દોષ કંઈક દીધા;
રંક કંઇકના તેં શાપ શિર લીધા;
અવર એ રીતે અનર્થ વ્યર્થ કીધા;

હજી ચેત તું પતિત, તુજ હિત ધાર ચિત્ત,
છે અનિત્ય વસ્તુ વિત્ત, પ્રભુ-પ્રીત, સજ પુનીત
નિત્ય નિત્ય; ચઢ્યો ચાલે ચાલે ભૂંડી ચાલે. મૂર્ખ. ૧
નીતિ વૃત્તિ દયા લીનતા ન રાખી;
ભલી વાત કદી જીભથી ન ભાખી;
પરમ ધર્મની પ્રસાદી નથી ચાખી;
વિષય વાસનાનું ભાન, દીધું દાન નહિ સન્માન;
ધર્યું ધ્યાન અભિમાન, તું અજ્ઞાન! નથી સાન,
ભૂલ્યો ભાન, ઘેર્યો કાળે કાળે આજ કાલે. મૂર્ખ. ૨
ચેત ચેત તું અચેત લાજ ધારી;
સાચો લાભ જન્મનો તું લે વિચારી;
દીનબંધુ દયા ધારી લે ઉગારી;
છોટાલાલ ભળે ભાગ્ય, જાગ જાગ, પ્રભુ પાગ,
અનુરાગ, સાધી લાગ, માગ માગ, તુજ અથાગ,
પાપ ડાઘ; પ્રભુ ટાળે ટાળે વેગે વ્હાલે. મૂર્ખ. ૩

---

## પદ ૪.

"નાથ કેસે ગજકો બંધ છુડાયો." એ રાગ.*

જીવ તું ભ્રમણા બધી દે છોડી, પ્રીતિ પ્રભુથી પૂરણ લે જોડી. ટેક.
જગતનો ખોટો ખેલ બધો છે, મોહ માયા તણો ગોટો;
સમજો નહિ એમાં સાર કશોએ, પલકનો જળ પરપોટો. જીવ તું. ૧

---

* દેશી અથવા સોરઠ રાગમાં ગવાશે.

સર્વદા સેવન સત્યનું કરતાં, આડું ન આવે કાંઇ;
સ્હેજે સુખ શાંતિ આવી મળશે, જશ જડશે ઝટ ભાઇ. જીવ તું. ૨
મૃગજળથી જન ભૂલી ભમેછે, તે તું જુએ દ્હાડી દ્હાડી;
તૃષ્ણાતણો ટટ્ટુ તોય તું તગડે, આશા ભેર અગાડી. જીવ તું. ૩
ધાર્યું ધરણીધરનું થાયે, યંત્ર રચી જે ચલાવે;
આપણ તો પૂતળાંતણી પેઠે, હાલિયે જેમ હલાવે. જીવ તું. ૪
લાખો ભલે ઉર અભિલાખ રાખે, કોણ કહે ના ભાઈ?
પાર પડે જે પ્રભુને ગમતા, મિથ્યા મરો અથડાઈ. જીવ તું. ૫
ખેડુત ખેતર ખંતથી ખેડી, ધરતીમાં ધાન્ય ધરેછે;
પાકને ઠેકાણે રાખ ન દેખે, કર્તા જો એમ કરેછે. જીવ તું. ૬
આપતણું ગમતું ઘડવાને, નિર્મ્યું નથી જગ દેવે;
નહિ તો ભૂપ થઈ સઉ બેસે, સેવક થઈ કોણ સેવે? જીવ તું. ૭
સારૂં નઠારૂં જેવું થવાનું, તંત્ર મળે તેવો ટોળે;
જડશે દૃષ્ટાન્ત એવાં ઝાઝાં, ખંત કરી જો તું ખોળે. જીવ તું. ૮
પ્રભુપદ સર્વોપરિ લે પ્રીછી, અન્ય ઉપાધિ નિવારી;
અફળ થતો ભવ ફેરો અટકે, શિક્ષા એ માનજે સારી. જીવ તું. ૯
ભવ ભય હર્તા શ્રીહરિ પોતે, સુખ દાતા સઉ વાતે;
નિશ્ચળ પદ પ્રભુનું નિત્ય સેવો, છોટાલાલ નિરાંતે. જીવ તું. ૧૦

---

## પદ ૫.

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો." એ રાગ.

મૂરખ નર ચેતી તું નવ ચાલે; આયુષ અલ્પ તું એળે ગાળે. મૂરખ.ટે

મારું મારું કરી મમતામાં મ્હાલે, ઘર ઘર માન ગુમાવે;
પાપ કરે તું પાર વિનાનાં, મદ અભિમાન જણાવે. મૂરખ. ૧
આહાર નિદ્રા દેહના ધર્મો, પશુ પંખી પણ જાણે;
જ્ઞાન ધરી ગોવિંદ ન ગાયા, પિંડ પાષાણ પ્રમાણે. મૂરખ. ૨
ભોગથી રોગ અધિક તન વ્યાપે, વેદના વ્યાપે વધારે;
અનુચિત વર્તનથી દુઃખ ઉપજે, જો તું વિવેકે વિચારે. મૂરખ. ૩
લોભથી લાભ રખે લેવા જાતો, લાલચમાં લપટાઈ;
પિષ્ટનું પ્રાશન મીન કરંતાં, પ્રાણ ખૂએ પસ્તાઈ. મૂરખ. ૪
સ્વપ્ને પણ પરહિત નવ સમજ્યો, ભંગ કરી જન આશા;
અન્ય પ્રતિ ખોટાં આળ ચઢાવી, નિર્લજ લીધા નિસાસા. મૂરખ. ૫
કુટિલ કર્મ તેં કોડે કરીને, વ્યર્થ વધારી વડાઈ;
અધવચ યમનું તેડું આવે, કામ શી આવે કમાઈ? મૂરખ. ૬
ફળ સારૂં સુકૃતનું સરવદા, દુષ્કૃત છે દુઃખદાયી;
કરણી તેવી પાર ઉતરણી, નીતિ નિયમ એ ન્યાયી. મૂરખ. ૭
નારાયણનું પદ એક નિર્ભય, શરણું સર્વમાં સારું;
પતિત અજામેલ સરખાને સારૂ, ઉઘડયું મુક્તિનું બારું. મૂરખ. ૮
ચેતી ચિત્ત સુનીતિ વિચારી, ધર્માચરણ ચિત્ત ધારે;
નાથ નિરંજન રંજન થઈને, છોટાલાલ ઉદ્ધારે. મૂરખ. ૯

---

## પદ ૬.

(રાગ ધીરાના પદનો.)

પ્રભુની માયા મ્હોટી રે, કોઈ નથી કળવાના,
લેખ જે લખેલા રે, કોઈથી નથી ટળવાના. ટેક.

વેરાન હોય ત્યાં વસ્તી વસાવે, રચાવે નવનવાં ધામ,
ભીખારીને ભોગી કરે છે, નિર્ધનને દે છે દામ;
ખેલ એના એવા રે, જ્યાં ત્યાં જડવાના. પ્રભુની.૧
પાંચ પુત્રનો પિતા પનોતો, ધન ધન કહે સઉ લોક,
સુત બિચારા સ્વર્ગે સિધાવે, ડોસો રૂએ મૂકી પોક;
જીવ એવા દુઃખિયા રે, કંઈ કંઈ મળવાના. પ્રભુની.૨
કોઇને વધારે કોઇને વિદારે, કોઇને આપે નવ નિધ,
કોઇના રંગમાં ભંગ કરાવે, વેશ એવા વિધવિધ;
વિશ્વરંગ ભૂમિમાં રે, સહજ ભેળા ભળવાના. પ્રભુની.૩
મૂર્ખ માણસને માન મ્હોટેરાં, પંડિત નવ પોસાય,
કોઈનાં મંદિર સુંદર શોભે, કોઇનાં ખાવા ધાય;
વિવિધ રંગ એવા રે, પળે પળે પળવાના. પ્રભુની.૪
શ્રીમંતને સંતતિના સાંસા, જેને બીજી નહિ ખોટ,
દરિદ્રિને ઘેર પાર વિનાની, હોય પ્રજાની પોઠ;
આશરે પરાયે રે, પામર જન પળવાના. પ્રભુની.૫
માબાપ જેનાં સુખિયાં મ્હોટાં, વિશ્વ વિષે વખણાય,
સંતાન વિપત્તિમાં તેનાં વિમાસે, અતુલ અભાગી ગણાય,
વિઘ્ન અણધાર્યાં રે, નિશ્ચે નીકળવાનાં. પ્રભુની.૬
કાયા કોમળ ને કઠિણ કરમ જો, વિપરીત એ પણ વાત,
પેટનું પૂરું કરવા માટે, તરિલાં તાણે દિન રાત;
દિવસ જાય વસમા રે, દેહ અતિ ગળવાના. પ્રભુની.૭
નામ ગમે તે આપો પછીથી, અદૃશ્ય, ભાવિ અનેક,
સાધન છતાં પણ કામ ન આવે, ચતુરાઇ ચાલે ન એક;

માને ના મતિલા રે, વાર્યા નહિ વળવાના. પ્રભુની.૮
શું કરવાને દ્યૂત રમત જે, નળ પાંડવ મતિમાન?
જંગલી ઝુલુમાં જાત શા કાજે, યુજિની સુત ગુણવાન?
વિચાર એવા લાવો રે, દુર્મતિ દળવાના. પ્રભુની.૯
ગહન ગતિનો કેમ કરીને, પામે છોટાલાલ પાર?
અગમની કોઈને ગમ પડે નહિ, થાવાનું તેજ થનાર;
આંક હરિના ઘરના રે, તે તો નથી ચળવાના. પ્રભુની.૧૦

---

## પદ ૭.

(રાગ ધીરાના પદનો.)

કરમાં માળા ઝાલી રે, ભાલે ભલી ભભૂત ધરી,
મન માયામાં રમતું રે, ઓઠે બોલે હરિ હરિ. ટેક.
પડતો મૂકી તું પંથ પાંશરો, ધાયો વાંકી વાટ,
ભૂલીને ભાઈ ભવમાં ભટક્યો, ઉરમાં ઉઠ્યો ઉચાટ;
પાછળથી પસ્તાયો રે, રોયો દૃગ આંસુ ભરી. કરમાં. ૧
ન્હાયા ધોયાની છોછ ઉપરની, પાળે ધરીને પ્રીત,
પૂજા પાઠનો ઠાઠ મચાવે, અંતર મતિ વિપરીત;
સેવાની સામગ્રી રે, રીઝાવે શી પેરે હરિ? કરમાં. ૨
વિષય મોહમાં રચ્યો પચ્યો તું, ભૂલ્યો સમૂળું ભાન;
દોષ ભરેલાં કર્મ કરે તું, શીખ ન સુણતો કાન;
દુરાચારે ડૂબે રે, વાત એ વિખ્યાત ખરી. કરમાં. ૩
મોહ મસત જીવ સાથે જડાયો, વાતે વખાણે વૈરાગ્ય;

ધૂર્તપણાના વેષ ધરીને, જણવે વૃથા અનુરાગ;
વાતોએ શું વળશે રે, કરણી જો કૂડી કરી. કરમાં. ૪
સૂમતણો સરદાર થઈને, વાચામાં દાતાર;
ભેદ ભાગતાં વાર ન લાગે, જૂઠું જૂઠ ઠરનાર;
જૂઠે ઝાંખ લાગે રે, સત્ય આવે અંતે તરી. કરમાં. ૫
રમત કૂડની કોઈ રમીને, ઉર ભલે હરખાય;
પ્રભુપરાત્મા સૌ પરખે છે, તે નહિ કોથી ઠગાય;
નર જે નઠારા રે, પાપ કરે પેટ ભરી. કરમાં. ૬
મૃદુ વાણી ઘણી બોલે મુખથી, ઊપરના ઉદગાર;
અંતરમાં અતિ વિષ વસ્યું છે, જાણે જગદાધાર;
અધમ જન એવા રે, હીંડે નવ હરિથી ડરી. કરમાં. ૭
વિશ્વંભર છે ઘટ ઘટ વ્યાપી, પ્રીછે સકળ સંસાર;
ભક્તિ કરીશ જો પાખંડ ભાવે, કેમ થશે ઉદ્ધાર?
અમૂલ્ય દેહ આવો રે, મળે નહિ ફરી ફરી. કરમાં. ૮
આભાસ ઉપરનો કામ ન આવે, સર્વજ્ઞ પ્રભુની પાસ;
ભક્તિ નીતિ સ્નેહે સેવી, થાજે હરિનો દાસ;
છોટાલાલે ઉરમાં રે, મત એવો લીધો ધરી. કરમાં. ૯

---

## પદ ૮.

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો." એ રાગ.

પ્રભુ તેં કંઇકને પાર ઉતારયા; શરણાગતના અર્થ સુધારયા. પ્રભુ. ટેક.
દીન-દયાળ પ્રભુ ભક્તવત્સલ, સ્હાય સબળ એક તારી;
નિર્બળ જાણી નાથ શિરોમણિ, લજ્જા રાખો અમારી. પ્ર૦

માબાપ છોરૂને જો ન હુછેરે, બાળ કરે શું બિચારું?
તેમજ હરિ મને પરહરી દેશો, મારું થશે કેમ સારું? પ્રભુ.૨
સુખના ભર્તા સંકટ હર્તા, કર્તા સર્વના દાતા;
કરુણાનિધિ પ્રભુ કરુણા કરીને, તારો ત્રિભુવનત્રાતા. પ્રભુ.૩
સુમતિ કાં કુમતિ જેવી દેશો, કરણી તો તેવી કરાશે,
સોંપી હશે શેઠે મૂડી મુનીમને, લેખું તે રીતે લેવાશે. પ્રભુ.૪
રમત રમે રમનારા રૂચિથી, હાર્યા જિત્યા તે કહેવાશે;
સોગટાં પાસાને શું લાગે વળગે? ન્યાયને કાંટે તોળાશે. પ્રભુ.૫
ત્રૂઠો વા ભલે રૂઠો, તોયે, શરણું ન છોડું તમારું;
શરણાગતની આશા પૂરોછો, સાખ પૂરે મન મારું. પ્રભુ.૬
જેની પ્રતીતિ વશી હરિચરણે, એજ સાચું પદ પામ્યો;
છોટાલાલ જીવિત ધન્ય એનું, પ્રભુપદમાં જે વિરામ્યો. પ્રભુ.૭

---

## પદ ૯.

"શેઠ સગાળશા સાધુને સેવે." એ રાગ.*

જવું જીવ એકલાં તારે રે, મળે કોણ સાથી તે વારે. ટેક.
મિથ્યા જગતમાં તું શીદ મોહ્યો? આ નથી ઠરવાનું ઠામ;
અવસાને તારે કામ ન આવે, ગ્રામ ગરાસ કે દામ. જવું. ૧
મૃત્યુ ન મૂકે રંક કાં રાણા, કાળની ફાળ વિશાળ;
ઝડપી ઝાલે જોતાં જોતાં, વૃદ્ધ યુવાન ને બાળ. જવું. ૨
સંપત્તિ ભેગી કરી ભરી રાખી, સંચ મજૂસ મોઝાર;

---

* પરજ રાગમાં ગવાશે.

જૂદાં પડતાં જીવ ને કાયા, તારી ન જાણ લગાર. જવું. ૩
મારી નારી ને બાળક મારાં, સગાં સહોદર ભ્રાત;
તારાં ખરાં પણ ખોટાં અંતે, જીવ જતાં સાક્ષાત. જવું. ૪
પૃથ્વી નથી થઈ કોઇની પૂર્વે, નાણી જોને નેટ;
અણચિંતા ચાલ્યા ઠાલામાલા, વૈભવ વા કરી વેઠ. જવું. ૫
છળ ભેદથી છેતરે કોઇ તુજને, કોપી કરે અતિ ક્રોધ,
ઠગ પોતે તું પોતાને ઠગેછે, શઠ તે કરે નહિ શોધ! જવું. ૬
ધનનું બળ લવલેશ ન ચાલે, વૃથા વડાઇને કુળ;
સ્મશાન ભૂમિમાં સૂવું સરવને, અંતે ધૂળની ધૂળ. જવું. ૭
સત્યાભાસને સત્ય તું માને, ભાગે શી રીતે ભૂલ?
કાચી કાયા ઉડી જાશે, જેમ અરકનું તૂલ. જવું. ૮
બે ઘડી બેશી નિરાંતે વિચારે, સત્ય સ્વયંભૂ સ્વરૂપ;
લાભ શિરોમણિ તે જન પામે, છોટાલાલ અનુપ. જવું. ૯

---

## પદ ૧૦.

"બિગરી કોન સુધારે" અથવા
"ક્યાં ગયો રે પેલો મુરલીવાળો, અમને વનમાં મેલીરે" એ રાગ.

જગતવિષે આભાસ ઉપરનો, અર્થ ન એથી સુધરે રે; ટેક.
વર વધૂ થઇ બેઠાં ઘર માંડી, પ્રીતની વાત ન જાણી રે;
ક્લેશ કરે ઠરી ઠામ ન બેસે, ઘર નહિ એ તો ઘાણી રે. જગ.૧
સુત થઈ સેવા સજી ન કદીએ, માત તાતની મનથી રે;
મુઆ પછી મોંઘાઈ જણાવે, જમાડી નાત જતનથી રે. જગ.૨

ધનપતિ નામ ધરાવે જાતે, માથે રણના ઢગલારે;
જન મુનિવર જેવા કોઇ જોયા, ચિત્તમાં ચોખ્ખા બગલારે. જગ.૩
પૂંજી પુષ્કળ માત પિતાની, ખાઇ ખાઇ ખૂટાડી રે,
ભરમ ભાગતાં વાર ન લાગે, વેચાતાં ઘર વાડી રે; જગ.૪
ભેખ ધરીને ભગવાં કીધાં, તાલ તિલકનો ભારે રે;
લીન મલિનતામાં મન તારૂં, ભેખ લજાવી મારે રે. જગ.૫
પાખંડી કદી પાર પડે નહિ, પળમાં લજજા નાસે રે;
ધોબીકેરા શ્વાન સમાને, ધૂર્ત તણી ગતિ થાશે રે. જગ.૬
અસત્ય વાણી સત્ય પ્રકારે, કામ ન આવે કયારે રે;
છોટાલાલ ધરી મતિ એ ઉર, સત્ય સદૈવ સ્વીકારે રે. જગ.૭

---

## પદ ૧૧.

"નાથ કેસે ગજકો બંધ છુડાયો." એ રાગ.

પામર જન શી ગતિ થાશે તારી? પ્રભુસ્મરણની વાત વિસારી. ટેક.
રસના આપી છે કેવી રૂડી, હરિગુણ ગાવા ઉમંગે;
વાપરી જાણી ન તેમાં તેં વાણી, કુથલી કરી રે કુસંગે. પામર. ૧
શરુવા શ્રવણ કરી તેં સાંભળી, પર નિંદા પેરે પેરે;
સજ્જન પ્રભુગુણ ગાથા સુણતાં, બધિર પેર ફેરે ફેરે. પામર. ૨
દૃષ્ટિ દીધી તને સૃષ્ટિની રચના, નિરખી હરખવા હેતે;
દૃષ્ટિ કુડીથી તું કેમ ભાળે, જગત અખિલમાં જે તે? પામર. ૩
હાથે અનાથને દાન ન દીધાં, પેટ ભરી કરચાં પાપો;
આંતરડી કોઇ જનની ન ઠારી, તરશે કયમ તુજ ત્રાપો? પામર. ૪

ચરણથકી તું ચેતી ન ચાલ્યો, સન્મારગ સર સીધો;
પ્યાલો પીયૂષનો પડતો મૂકી, વિષભર્યો તેં પીધો. પામર. ૨
ધુંધીં થઇને ધંધામાં ધાયો, અષ્ટ પ્રહર રૂડે રંગે;
ગુણ–અનુવાદ હરિના ન ગાયા, અંતરના ઉછરંગે. પામર. ૬
પારસ મણિના સ્પર્શથકી જ્યમ, લોહતું કાંચન થાશે;
છોટાલાલ ભજનને પ્રતાપે, ત્વરિત ભવાબ્ધિ તરાશે. પામર. ૭

---

## પદ ૧૨.

"બિગરી કોન સુધારે." એ રાગ.

હરિ તુજ ચરણે મસ્તક મૂક્યું, પોતાનો કરી પાળો રે. ટેક.
વ્યાધિથકી અકળાયો જન કોઇ, વૈદ્યને શરણે જાશે રે;
રોગનિવારણ ઔષધ આપી, વૈદ્ય સહાયક થાશેરે. હરિ.૧
જન ડૂબતાને જો જડી જાશે, કાષ્ટતણો કહીં કટકો રે;
એ આધારે જીવ ઉગરશે, મનનો મટશે ફટકો રે. હરિ.૨
ગજું નથી ગાય ગરીબનું તોયે, પકડે પુચ્છ કોઈ પ્રીતેરે;
ભરજળથી તે પાર ઉતારે, શિંગાળી શુભ રીતે રે. હરિ.૩
રિપુ ભયથી કોઈ ત્રાસી નાશી, શરણું લે શૂરવીરનું રે;
રક્ષણ રૂડી પેર કરે તે, શરણાગતના શિરનું રે. હરિ.૪
શિર પર તાપ પડે તે સોસે, ઝાડ જુઓ જડ જાતિરે;
તે પણ તાપ હરે તત્કાળે, દે વાંછિત વિશ્રાંતિ રે. હરિ.૫
પૂર્ણ પ્રતીતિ પ્રભુ મેં તારી, ઉરમાં ધારી લીધીરે;

અટપટી વાણી ન જાણું ઉચરી, શિશુવત્ વિનતિ સાધીરે. હરિ.૬
નિરાધાર કંઈ નથી નિપજાવ્યું, જગકર્ત્તા તેં જગમાંરે;
સેવક સુત પ્રભુ સન્મુખ રાખો, પડ્યો શરણ પ્રભુ પગમાંરે. હરિ.૭

---

## પદ ૧૩.

" નાથ કેસે ગજકો બંધ છુડાયો. " એ રાગ.

પ્રભુ મારા હૃદય મંદિરે પધારો, સુનીતિ સુધર્મ વધારો. પ્રભુ. ટેક.
કરુણા કરો સુમતિ વર માગું, નિંદ્ય બુદ્ધિને નિવારો;
ક્ષમા કરો અપરાધ વિસારો, બાંહ્ય ગ્રહી મને તારો. પ્રભુ. ૧
ઉત્પત્તિ જીવની આપ કરો છો, પાલન લાલન પ્રીતે;
તાડનની પણ શક્તિ તમારી, શાસ્ત્ર વદે છે સુરીતે. પ્રભુ. ૨
ષડ્રિપુ જગને જે ઠગનારા, જીવને બંધનકારી;
રાખો પરા પ્રભુજી મુજ મનથી, અંતર વિનતિ ઉતારી. પ્રભુ. ૩
દેવ દાનવ તેમ માનવ કોઇ, ગહન ગતિ નવ જાણે;
નિર્મ્યો ભાગ સરવકો ભજવે, પાત્ર નાટકનાં પ્રમાણે. પ્રભુ. ૪
સંરક્ષણ ક્ષણ ક્ષણ તું કરે છે, ઉપકૃતિ ઉરમાં ન માયે;
મહિમા તારો અદ્‌ભુત મોટો, ત્રિભુવનમાં તે ગવાયે. પ્રભુ. ૫
સરજનહાર આધાર તમારો, તારો પાર ઉતારો,
છોટાલાલના સ્વામી સુણજો, આરતના ઉચ્ચારો. પ્રભુ. ૬

---

## પદ ૧૪.

"બિગરી કોન સુધારે." એ રાગ,

પ્રભુ હું પ્રાર્થના કરું પ્રીતે, દીનદયાળુ દાતા રે; ટેક.
સદાચરણનું સેવન કરું હું, મતિ કર એવી મારી રે;
કુમતિ કષ્ટ સર્વદા કાપો, શુભ મનોરથ સારી રે. પ્રભુ. ૧
દુસ્તર ભવસાગર તરવો છે, ભય જેમાં છે ભારે રે;
કરુણાની નૌકા કરી દેજો, આવું શીઘ્ર હું આરે રે. પ્રભુ. ૨
જગત્રાતા તું જગદાધારા, શિશુ સર્વદા તારો રે;
અવગુણ સામું જો હરિ જોશો, આવે કયમ કરી આરો રે? પ્રભુ. ૩
સુસંગ પારસમણિ સમ આપો, કુસંગ કથીર નિવારો રે;
પ્રભુ પ્રીત્યર્થે પુણ્ય કરાવો, ત્રાતા મુજને તારો રે. પ્રભુ. ૪
રજનીદિન રખવાળું તારું, તન મન તે પર વારું રે;
ભવભય ભંજન ભવ જળ તારણ, સૂધ લઈ કરજો સારું રે. પ્રભુ. ૫
શ્રદ્ધા અવલંબન છે તારું, અનુગ્રહ તારો યાચું રે;
એ સમાન કોઇ અવર વાતથી, છોટાલાલ ન રાચું રે. પ્રભુ. ૬

## પદ ૧૫.

"નાથ કૈસેં ગજકો બંધ છુડાયો." એ રાગ.

જગતની બાજી જૂઠી જાણો, ઉર અભિમાન કદિયે ન આણો. ટેક.
લાભ લાખોનો ભલે હાથ લાગે, ફૂલાઇ ફરવું ન ફાંસું;
લાખોતણા ધણી કંઈક ડૂલી ગયા, રોઇ રહ્યા પાડી આંસુ. જ૦

મ્હોટી મ્હોટી હવેલીમાં મ્હાલ્યા, ફાલ્યા ફૂલ્યા મદમાતા
આભથી ગબડી હેઠા પડ્યા તે, પૃથ્વી વિષે પછડાતા. જગ. ૨
સદન ભરેલાં ભાળ્યાં સુંદર, પાર વિના પરિવારે;
સુણ્યાં નથી શું સૂનાં પડેલાં? વદવું શું વારે વારે? જગ. ૩
માતને વ્હાલો શ્વાસ સમાને, તાતને મન પણ તેવો;
સુત એવાનો ત્યાગ કરે તે, કારમો ખેલ એ કેવો? જગ. ૪
પોતાપણું જાણી જન જેની સાથે, વરતે પ્રતીતિ ધારી,
નર નગુણા સ્નેહ સકળ વિસારી, અંતે થતા અપકારી. જગ. ૫
ચઢતી પડતી વારા ફરતી, જ્યાં ત્યાં જગમાં જોશો;
ગર્વ ધરીને ઉન્મત્ત થાતાં, રંક થઈને રોશો. જગ. ૬
સંસાર છે મૃગજળના જેવો, વેદ વદે છે વિચારી;
છોટાલાલ શોધી સાર લેજો, પ્રભુપદ હૃદયમાં ધારી. જગ. ૭

---

## પદ ૧૬.

રાગ કાફી

"પ્રભુ અપરાધ ક્ષમા કર મારો." એ રાગ. *

પ્રભુ મુજ બાંહ્ય ગ્રહી મને તારો. ટેક.
કુબુદ્ધિ રૂપી કંટક કાપી, સુખ સુમતિનું વધારો. પ્રભુ. ૧
ભક્તિ રૂપી અમૃત આપી, પરહરો વિખ વિકારો. પ્રભુ. ૨
પંથ પાંશરો પ્રભુજી પ્રેરો! કરો કરણીનો સુધારો. પ્રભુ. ૩
નાથ અનાથના તુજ શરણું છે, ભવસાગરથી ઉગારો. પ્રભુ. ૪

---

* કાફી રાગમાં ગણાય છે.

મુજ સરખાં સઉ પ્રાણી ગણું હું, મતિ એવી મમ ધારો. પ્રભુ. ૫
વિશ્વપતિ જો કૃતિ મુજ જોશો, મારે ઉગરવા ન આરો. પ્રભુ. ૬
અનુચિત કૃત્ય ન એકે આચરું, નીતિ એવી નિર્ધારો. પ્રભુ. ૭
સેવકરામ તનુજ પ્રભુ વિનવે, વિપત્તિ સર્વ વિદારો. પ્રભુ. ૮.

---

## પદ ૧૭.

" વૈદરભી વનમાં વલવલે એ રાગ. "

સુરતી સત્ય સ્વરૂપમાં, રંગ અંગ ન માય;
ભવબંધનનો ભય ટળે, પ્રેમરસમાં પચાય. સુરતી. ૧
મૃગજળ રૂપી માયા બધી, મિથ્યા રૂપ મનાય;
તૃષ્ણાનો ભાવ ટળી જતાં, સુખ અનુપમ થાય. સુરતી. ૨
પ્રેમની જ્યોતિ પ્રગટ થતાં, હોય તિમિરનો ભંગ;
દોષ નિવૃત્ત થતાં દેહથી, પામે ઈષ્ટનો સંગ. સુરતી. ૩
મધુપને સ્નેહ સરોજશું, વર્ણું કોણ વિધાન;
કમળ સમીપે વસી સદા, કરે પ્રેમનું પાન. સુરતી. ૪
ચિત્ત ચકોરનું ચંદ્રમાં, ચાતકનું ઘન સંગ;
તેમ પ્રભુના પદ વિષે, હૃદયે પ્રગટે રંગ. સુરતી. ૫
જળમાં સરોજ રહે સદા, જળનો સ્પર્શ ન અંગ;
રાખે રેહેણી એ રીતની, વર્તે તેહ નિઃશંક. સુરતી. ૬
ચિંતામણિ જેણે ચિંતવ્યો, ઉચ્ચ ધર્યો અભિલાષ;
કાચથકી ક્યમ રાચશે ? નિશ્ચે થાય નિરાશ. સુરતી. ૭

લેહ લાગી પ્રભુ નામની, પ્રભુ પદનુંજ ધ્યાન;
નિશ્ચય છોટાલાલ તે, ઠરશે અવિચળ સ્થાન. સુરતી. ૮

---

## પદ ૧૮.

" નાથ કેસે ગજકો બંધ છુડાયો. " એ રાગ.

પ્રભુ મને કરૂણા કરો પાય લાગું, કૃપાસિંધુ કૃપા તારી માગું. ટેક.
દયાધના દીનબંધુ તમારી, ભક્તિ નિરંતર યાચું;
આશ અમારી આટલી પૂરો, શરણું તમારું સાચું. પ્રભુ. ૧
સુરદુર્લભ વર ધ્રુવ શિર દીધો, વ્હારે પ્રલ્હાદની ધાયા;
હે સુખસાગર ! હું શિશુ ઉપર, છાઓ દયાતણી છાયા. પ્રભુ.
સુર નર મુનિવર શુક સનકાદિક, જપો નિશદિન તુજ જાપો;
કૃપા નિરંતર અંતર ઇચ્છે, એજ પ્રભુ મને આપો. પ્રભુ. ૩
વિશ્વેશ લેશ વિભૂતિ તમારી, કોટિ કોટિ હિતકારી;
છોટાલાલના ઉરની ઊર્મિ, અંતર લેજો ઉતારી. પ્રભુ. ૪

---

## પદ ૧૯.

રાગ પ્રભાત.

એક ઇશ્વિર તમે વિશ્વપાલક તમે, સત્ય બોલી તમે સર્વ જ્ઞાતા;
વ્હાર કરજો વિભુ વાર કરશો નહિ, વિઘ્નહર્તા તમે છો વિધાતા. એક.
બાળ રક્ષણ કરે માતને તાત જયમ, અધિક એથી કરો આપ મારું;
એક કરુણા તમે નાથ જો નહિ કરો, મારું સારું થશે કેમ વારૂ ? એક.

જળતણા જીવનો જળ કરે ત્યાગ તો, ક્યમ શકે ઉગરી એ બિચારા?
તેમ તરછોડી દેશો મને તાત જો, અર્થ સરશે પછી કેમ મારા? એક.
વેલને વાઠ આદિતણો આશરો, નીભશે તે વિના નહિ લગારે;
નાથ કરશો મને જો નિરાધાર તો, તારી શકશે પછી કોણ ત્યારે? એક.
જો ન પોષણ મળે પૃથ્વીનું વૃક્ષને, ઉછરે કેમ ઉદ્‌ભિજ્જ એકે?
શ્રીહરિસહાયવિણ એક ઘડી સૃષ્ટિમાં, ટકી શકે પ્રાણી ક્યમ આપ ટેકે. એ.
ઉન્નતિ સર્વની આપને હાથ છે, અવનતિ પણ થવી આપ હાથે;
સત્ય સિદ્ધાંત એ ધારી સેવકતનુજ, હરિ ઇચ્છા એક ધારેજ માથે. એક.

---

## પદ ૨૦.

રાગ પ્રભાત.

પ્રભુપદે પ્રણમું હું પ્રણમું હું નામને, પ્રણમું હું ધામ ને કામ તારું;
પુનિત જે નામ છે પુનિત જે ધામ છે, પુનિત જે કામ છે સર્વ સારું. પ્રભુ.
નામ તુજ નિર્મળું અધમ–ઉદ્ધાર તું, સુખ ભરે ભક્તની ભીડ ભાગી;
ભોગી તુજને ભજે રોગી તુજને રટે, જાપ તારા જપે જોગી જાગી. પ્રભુ.
ભૂપના ભૂપ પણ ભીતિ તારી ધરી, નામ સમરી પ્રભુ! ક્ષેમ માગે;
નામ પરતાપથી શ્રેષ્ઠ સુખ સાંપડે, ભવતણી ભાવટો સર્વ ભાગે. પ્રભુ.
વિશ્વકર્તા તમે વ્યાપ્ત છો વિશ્વમાં, સર્વ બ્રહ્માંડ છે ધામ તારાં;
દિવ્ય શક્તિ તથા યુક્તિથી દીપતાં, નેટ છે શ્રેષ્ઠ રમણીય સારાં. પ્રભુ.
કામ તુજ કોટિ છે કોટિ મહિમા ભર્યાં, ભારતી શેષ ભાખી ન શકશે;
નિયમમાં રાખીને સાચવે તું સદા, તારી અકળિત કૃતિ કોણ કળશે? પ્રભુ.
વિશ્વવાડી પ્રભુ રૂડી રમણિક રચી, જાય મતિ હારી તે ન્યાળી ન્યાળી;
સેવકરામ સુત ગાઈ ગોવિંદ ગુણ, રીઝશે ઉરવિષે સત્ય પાળી. પ્રભુ.

---

## પદ ૨૧.

" બિગરી કોન સુધારે " એ રાગ.

સચરાચરના સ્વામી સાચા, વંદન કરી ફરી ફરી વિનવું. ટેક.
દુઃખ વિદારણ, જગદુદ્ધારણ, કારણ કર્તા આપ ખરા;
વેગે વ્હાર કરો વિશ્વેશ્વર, હે કરુણાનિધિ કષ્ટહરા. સચરાચરના.
સંકટમાં શ્રીહરિને સમરે, જાય વિપત તેની વિખરી;
નિર્દોષીને નેટ નિભાવો, વિમળ વિરદ શું વર્ણું હરિ ? સચરાચરના.
આધિ ઉપાધિ વ્યાધિ વિધ વિધ, દયાસાગરા દૂર કરો;
ધીંગી ઢાલ તમારી મારે, પ્રભુ ! મુજ આરત ઉર ધરો. સચરાચરના.
સેવકને શરણું સ્વામીનું, જેમ તનુજને તાતતણું;
શરણું સાચું વિશ્વ સર્વને, ભગવદ્ આપનું એક ભણું. સચરાચરના.
મહામતિના મુનિવર આદિ, જાપ જપે પ્રભુના પ્રીતે;
જન અજ્ઞાની પણ આરાધે, નાથ નમી ગુણ ગાઉ નિત્યે. સચરાચરના.
યાચક હું તારો અખિલેશ્વર, આવી તુજ દ્વારે ઊભો;
તું પ્રતિપાળક હું તુજ બાળક, દીન દાસને નવ દૂભો. સચરાચરના.
શ્રીહરિ શું ! કશું તમને દુર્ઘટ, મનવાંચ્છિત દેવું મારું;
સેવકરામતણા સુત ઊપર, દયા ધરી કરજો સારું. સચરાચરના.

## પદ ૨૨.

" નાથ કૈસે ગજકો બંધ છુડાયો. " એ રાગ.

મૂરખ તું મિથ્યા મદમાં ફૂલે, સત્ય જ્ઞાનનો મારગ ભૂલે. ટેક.
નિર્ણય સાર અસારનો કરવા, ધીરજ મનથી ન ધારી;

અલ્પ લાભની લાલચમાં તું, બાજી ગયો નિજ હારી. મૂરખ. ૧
સ્થિર નથી સંસારમાં કાંઇ, ફેર પડે વ્હેલો મોડો;
કાંતો સુધરે કાંતો વણસે, ગર્વ ધરે તે ગાંડો. મૂરખ. ૨
તેજતણો પુંજ દિનમણિ લેખો, સાંજ સમે કેવો ઝાંખો!
અવદશા ઈંદુ તણી અવલોકો, અંગે સદૈવ ન આખો. મૂરખ. ૩
ફૂલ પ્રફુલ્લિત સુંદર આજે, કાલે જુઓ એની કાયા;
વિશ્વમાં વ્યાપી અસ્થિરતા એમ, ધ્યાન ધરે નર ડાહ્યા. મૂરખ. ૪
સાગરમાં પણ પ્રતિદિન પેખો, ભરતી વળતીનો વારો;
જ્યાં ત્યાં ચડતી પડતીના જોશો, સુખ દુખના ફેરફારો. મૂરખ. ૫
ભરપૂર નાળાં નીર નદીનાં, વરસાદ વરસે જ્યારે;
વિપરીત પેખો સ્થિતિ પછીથી, વારિ વહી જાય ત્યારે. મૂરખ. ૬
યૌવન ધનના મદમાં માતા, સુખિયામાં સમજે સવાયા;
થાતાં અનેકતણા ઓશિયાળા, દુઃખમાં દીઠા દટાયા. મૂરખ. ૭
સુંદરિયો જે સુઘડ સલૂણી, મોહની રૂપે મનાતી.
ડાચાં ગયાં મળી ડોશિયો દીઠી, ખોઇ યૌવનની ખ્યાતિ. મૂરખ. ૮
પૂજાતા જેઓ દેવ પ્રમાણે, પડતા જ્યાં ત્યાં પોબારો;
જોયો નથી શું તેવા જનોનો, વીતકણાંનો વારો? મૂરખ. ૯
ચાર દિવસનું ચાંદરણું છે, આગળ ઘોર અંધારું;
છોટાલાલ કહે બધું જગમાં, આળપંપાળ વિચારું. મૂરખ. ૧૦

---

## પદ ૨૩.

"બિગરી કોન સુધારે." એ રાગ.

ધર્મતણો તેં મર્મ ન પ્રીછયો, પ્રભુ પ્રસન્ન કયમ થાશે રે? ટેક.
જટા વધારી સમારી સારી, ધારી વિભૂતિ અંગે રે;
ધ્યાન ધર્યાનો ઢોંગ કરે તું, રમણ ચઢયું મન રંગે રે. ધર્મ. ૧
ઊંધે મસ્તક તપ આરંભ્યું, અવળો મત ઉર ધારી રે;
તાપ મેઘ ને શીત સહે તું, ભક્તિ ભલી વિસારી રે. ધર્મ. ૨
એકાદશી ઉપવાસ કરે કંઇ, મન મલિન જો જોડે, રે;
ઉપવાસે હરિ કયમ કરી રીઝે? દુર્મતિ આડો દોડે રે. ધર્મ. ૩
ભલાં ભાવતાં ભોજન કરીને, ઝાઝી નાત જમાડી રે;
રંક ભિખારી ભૂખ્યા જીવને, તુછ કરી હાંકી કાઢી રે. ધર્મ. ૪
ધરી ન સાદઈ સરલ મતિથી, ડોળ કરી દર્શાવી રે;
મનમાં ગાડાં ગર્વતણાં છે, ફૂલીશમાં તું ફાવી રે. ધર્મ. ૫
ઉત્તમ કુળનું હુંપદ ધારે, અધમ અધિક આચારે રે;
તોપણ જડમતિ જાણે હું છું, સૌથી વિમળ વધારે રે. ધર્મ. ૬
માત તાત ને ભ્રાતા ભગિની, પરહરી પરણી નારી રે;
ક્રોધ નિમિત્તે ભેખ ધરયો જો, મતિ વિપરિત એ તારી રે. ધર્મ. ૭
વૃદ્ધ પિતામાતા નવ સેવ્યાં, દૂભ્યાં દહાડી દહાડી રે;
મુવા પછી કાશી લઇ ચાલ્યો, હેતે હાડ ઉપાડી રે! ધર્મ. ૮
શ્રદ્ધા હીન સમરણ કરવાથી, ફળ તેનું કયમ મળશે રે?
સેવક સુત સાક્ષી સર્વેશ્વર, અંતર ઉરમી કળશે રે. ધર્મ. ૯

## પદ ૨૪.

"ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો." એ રાગ.*

નાથ હરો મારી દીનતા, આધિ વ્યાધિ અપાર;
તે પણ પ્રભુ તું ટાળજે, વિનવું વારંવાર. નાથ. ટેક.
અંતર્ગત મુજ ઊર્મિના, જ્ઞાતા પ્રભુ નિર્ધાર;
વિનતિ આ મારી વિચારીને, કરો કરુણાની ધાર. નાથ. ૧
આશ્રય એક ઉરે ધરું, લહી જ્ઞાનનો સાર;
પાર ઉતારો તે પ્રીછીને, વિચરી માગું ક્યાં વ્હાર? નાથ. ૨
સરવ પ્રકારે સમર્થ છો, નિરાધાર આધાર;
હું સાધનહીન દીનને, દેજો ભક્તિ ભંડાર. નાથ. ૩
યાચના એક તારી કરું, અન્યની ન લગાર;
તોલ છોટાલાલ ટેકનું, પ્રભુ રાખો આ વાર. નાથ. ૪

## પદ ૨૫.

રાગ પ્રભાત.

હે પ્રભુ નામ તારું જપું પ્રીતથી, રીત રૂડી સદા એ રખાવો;
ધર્મને ધારી રહું કરણી ઉત્તમ લહુ, આપ આપો મને એજ લ્હાવો. હે.
ટાળવા પરપીડા દીન સંભાળવા, ભાળવા ગ્રંથ જ્ઞાને ભરેલા;
સ્હાય થઇ શ્રીહરિ સાધનો આપજો, ઇચ્છું અભિલાષ એવા સરેલા. હે.
મન અને વાણીથી કર્મથી પણ વળી, પ્રાણીનું હિત કરવાજ પ્રેરો;
નાથ કરશો તમે લવ કૃપા નેહથી, સ્હેલથી સુધરે જન્મ ફેરો. હે.

* ખિલાવર અથવા મલારમાં ગવાય છે.

નિંદ્ય વિચાર ને નિંદ્ય આચારનો, અંતરે ભાસ સ્વપ્ને ન આવો;
પુનિત એવી મતિ પુનિત નીતિ વળી, પ્રભુ સદા મુજ હૃદયે રખાવો. હે.
ઉપજી ઊરમિ જેવી મુજ અંતરે, વર્ણવી તેવી વિભુ તુજ આગે;
ઉચિત ધારો પ્રભુ તેટલું આપજો, ભક્ત તો ભાવતું સર્વ માગે. હે.
આપ કરુણાતણો કિરણ લવ પામતાં, દીનતા દાસની સ્હેજ જાશે;
લીન થઈ ભક્તિમાં ભાવ ધરી ભાવથી, સેવકરામ સુત ગુણ ગાશે. હે.

---

## પદ ૨૬.

ભોજા ભગતના ચાબખાનો રાગ.

ભાઈઓ ભજન કરો ને ભાવેરે, અવસર ફરી ફરી નવ આવે. ટેક.
નિંદા કરવી એતો ભરવી, ખાણ પાપની જાણો;
અવરતણું ભૂંડું ઇછ્યાથી, રંક થશે નહિ રાણો રે. ભાઈઓ.
પાપ કરીને ઠામ ઠરીને, સુખે નથી કોઈ બેઠો;
ઓચિંતો કરકડીને બેસે, ત્રાપો એનો હેઠો રે. ભાઈઓ.
ભક્ત જ્ઞાનીની નિંદા કરશે, અભાગી જન એ આખો;
શિક્ષા એની સત્વર જો જો, ફિટકારે છે લાખો રે. ભાઈઓ.
ભજન રંગમાં ભંગ પડાવે, પ્રભુ વસે દૂર તેશું;
સૂરજ સામી ધૂળ ઉછાળે, એથી શ્રેય થશે શું રે. ભાઈઓ.
સ્નેહ કરી નવ જાણ્યો સ્હેજે, સાધુ જ્ઞાની સાથે;
અણઘડ ભંગડ જેવા જાણો, અનહિત કરતા હાથે રે. ભાઈઓ.
પ્રભુ પ્રસન્ન કર્યા નહિ જેણે, ઉત્તમ ભવ આ પામી;
છોટાલાલ એના જીવતરમાં, ખરેખરી એ ખામી રે. ભાઈઓ.

---

## પદ ૨૭.

મરાઠી ચાલની સાખી.

પ્રભુ સમરણનું રટણ રટોજી, પરમાનંદ સુખકારી;
તાપ ત્રિવિધ નિવારે નિશ્ચે, ભક્તિ શીતળ વારિ. ટેક.
અનન્ય ભાવે હરિને ભજતાં, પ્રભુ દે પાર ઉતારી;
શ્રદ્ધાહીન થઈ કયમ સૂતો, આળસ અંતર ધારી ? પ્રભુ. ૧
જેમ સરિતા સાગર મળતાં, થાય પછી નવ ન્યારી;
ગતિ મતિ તેમ હરિજનકેરી, શ્રીહરિપદ ઠરનારી. પ્રભુ. ૨
સત્ય પદારથ શ્રીહરિ એકજ, હરિમય સૃષ્ટિ સારી;
સ્વરૂપવિષે સુરતી દૃઢ ધારે, છોટાલાલ વિચારી. પ્રભુ. ૩

## પદ ૨૮.

" નાથ કૈસેં ગજકો બંધ છુડાયો. " એ રાગ.

નફ્ટ નર નાણું ભેગુ કરી જાણું, પરમારથ ઉર નવ આણું. ટેક.
મુજરો લેછે રામ સર્વનો, વાત પ્રત્યક્ષ પ્રમાણું;
પાપનો પંથ પછી કયમ સેવે ? મળતું નથી આ ટાણું. નફ્ટ.
સંઘર્યું તારૂં કામ ન આવે, સંઘરવાથી શું લ્હાણું ?
ઉદાહરણ છે પાર વિનાનાં, પ્રીતથી જો તું પીછાણું નફ્ટ.
પરદુઃખ પેખી દયા નવ લાવું, વસુમાં વ્હાલ વખાણું;
જાણે નહિ જે જળ ઝરી જાશે, ઘટમાં પડતાં કાંણું. નફ્ટ.
સંપત કોઈની સાથ ગઇ નથી, ઊપડી જાશે થાણું;
મધમાખીના મધુની પેઠે, જાશે અવર કર નાણું. નફ્ટ.

ઘોર નિદ્રામાં ઘોરે પડયો શું ? વ્હાઈ ગયું છે વ્હાણું;
લાભ લેવો હોય તે હજી લે જે, વળતી થાશે વગોણું. નફ્ટ.
નાણું સાચું નામ પ્રભુનું, તેનું ન તારે ઠેકાણું;
ભીખારી તું તો ભક્તિ વિનાનો, પાપીમાં લેખુ લખાણું. નફ્ટ.
છોટાલાલની શીખ હજી સુણી, પુણ્યનો અશ્વ પલાણું;
કષ્ટ સરવ તારાં ચૂર્ણ થઇને, લાભ શિરોમણિ માણું. નફ્ટ.

---

## પદ ૨૯.

" ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો. " એ રાગ.*

ભવમાં તું ભૂલી ભમી રહ્યો, શોધ્યો નહિ તત્વ સાર;
રચ્યો પચ્યો માયાકીચમાં, મૂરખ મનથી વિચાર. ભવમાં.
હૃદયનાં નયનથી નિરખજે, ચિંતા ધારીને ચિત્ત;
સહજ તને તેથી સૂઝશે, જૂઠું જગ છે અનિત્ય. ભવમાં.
ચાર દિવસના નિવાસમાં, રચે રચના અપાર;
પર ભવમાં સુખ પામવા, ચિંતા નથી તિલભાર. ભવમાં.
અત્રથી થાતાં ઊઠાંતરી, ગતિ કેવી થનાર ?
ભારે ભય તે તો નવ લહ્યો, પ્રાણી તેં પળવાર. ભવમાં.
થાતો પ્રલય પળ પળ વિષે, નિરખે પ્રાણી તું નેટ;
સાન નથી લેતો તે છતાં, ભૂલ ભાગી ન ઠેઠ. ભવમાં.
ઘટમાં ગોઠવણી ઘડે ઘણી, પુત્ર પરિવાર કાજ;
યોજના આત્મ કલ્યાણની, ઉર પ્રગટી ન આજ. ભવમાં.

---

* બિલાવર રાગમાં ગવાય છે.

ઊભો કરી હરિ દ્વારમાં, પૂછે લેખુ પ્રત્યક્ષ;
શીખ સુખદ છોટાલાલની, રાખ અહોનિશ લક્ષ. ભવમાં.

---

## પદ ૩૦.

રાગ પ્રભાત.

એક આધાર શ્રીકાર શ્રીહરિતણો,
હૃદયમાં દૃઢ કરી રોપી રાખો;
તાપ ત્રિવિધ ટળે એક પણ નવ રહે,
સુખ અનુપમતણો સ્વાદ ચાખો. એક આધાર. ૧
જળ વિષે જો નહિ મીન પ્રતીતિ કરે,
સુખ અને શાંતિ તો કેમ મળશે ?
તેમ પ્રતીતિ નહિ જો તને પ્રભુવિષે,
કેમ પછી આપદા તારી ટળશે ? એક આધાર. ૨
જળવિના નાવ તો કેમ કરી તરી શકે ?
વાડ વિણ વેલ શી પેર વાધે ?
કોણ આ વિશ્વમાં નાથ આશ્રય વિના,
સફળ કરી એક પણ કાર્ય સાધે ? એક આધાર. ૩
કેટલી ગતિ મતિ શક્તિ આપી તને,
પ્રાણી પળવાર વિચાર કરજે;
રમતની પૂતળી કળ વિના ક્યમ રમે ?
તેટલું તોલ તું તારું ધરજે. એક આધાર. ૪

ભાળ્યું હોય રખવાળું જગદીશને,
ભીતિ ભવમાં પછી કોની રાખો?
લાભ કાં હાનિનો ખરખરો પ્રાણિયા,
તોલ કરી તનથકી ટાળી નાંખો. એક આધાર. ૫

આપ બળ કળતણો ગર્વ ધારણ કરી,
મૂઢ મતિ શાની મ્હોટાઇ માણે?
હે પ્રભુ મા કરો લાલ છોટાતણી,
અવળી એવી મતિ કોઇ ટાણે. એક આધાર. ૬

---

## પદ ૩૧.

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો." એ રાગ.

માનવિ તારે અંતે તો જાવું મરીને, નથી રહેવાનું ઠામ ઠરીને. ટેક.
પૃથ્વી પટ પર ફરી ફરી જોને, અચળ અમર નવ એકે;
વિચરી સરવને જાવું સ્વદેશે, વિચારી જો તું વિવેકે. માનવિ.
વંશાવળી તારી વાંચી વિચાર તું, કોણ જડે ખોળ્યું આજે?
પાપની પોઠ ભરે તું તથાપિ, કોણ જાણે કોને કાજે? માનવિ.
ઉપજે ને વણસે બુદ્બુદ ક્ષણમાં, તંત્ર સરવ તેવો તારો;
ઉગે ને આથમે જોત જોતામાં, પ્હોર બે પ્હોરનો વારો. માનવિ.
રંગ જૂઠો ઉડી જાય પલકમાં, રાખ્યો રહે નવ એતો;
વાસર ચારનો વાસ છે વિશ્વે, ચેતવું હોય તો ચેતો. માનવિ.

તેલ કાઢયા પછી તિલની દશા જે, પીલ્યા પછી શેરડીની;
વિશ્વઘાણીમાં પીલાયલ પ્રાણી, દેખ દશા દેહડીની. માનવિ.
પરભૂમિનો પ્રવાસી તું પ્રાણી, વળગી રહ્યો કોણ વ્હાલે?
તત્ર ગમન વિણ આરો ન કોનો, સત્ય કહ્યું છોટાલાલે. માનવિ.

---

## પદ ૩૨.

"ખિગરી કોન સુધારે." એ રાગ.

વિશ્વ વિધાતા ત્રિભુવનત્રાતા, તુજ બલિહારી ન્યારી ખરી;
તુજ રચનાના પ્રતિ અણુરણુમાં, અકળકળા અદ્ભુત ધરી. વિ. ટેક.
રચી શકે કો શશી રવિ જેવા, અનેક ગોળા તેજતણા?
કોણ નિયમમાં રાખી નિભાવે? તુજ જુક્તિમાં નહિજ મણા. વિશ્વ.
કેમ રચ્યા કયારે રચિયા તે, કિંચિત્ કોઈ શકે ન કળી;
જીર્ણ ન થાયે કોઇ પણ કાળે, શ્રમથી થાકે નાજ વળી. વિશ્વ.
નભ મંડળને પળ પણ ન્યાળી, શોધે સાર વિચારી ઘડી;
પ્રભાવ પૂરણ અતુલ તમારો, જાય સુજ્ઞને સહજ જડી. વિશ્વ.
અસંખ્ય ઉડુગણની પ્રભુ રચના, રાખી ગોઠવી માપી કરી;
નિજ નિજ સ્થાને રહી નિરંતર, નભ દીપાવે જ્યોતિ ભરી. વિશ્વ.
વાયુ તત્ત્વ રહ્યું છે વ્યાપી, અખિલ વિશ્વમાં વાસ કરી;
પ્રાણીમાત્રનું જીવન જેમાં, તંત્ર તેય તુજ હાથ હરિ. વિશ્વ.
ભૂમિ જળ વન્હિ તત્વ વિચારું, રૂડી રચના તે ઠામ ઠરી;
લઘુ મતિ છોટાલાલ તણી તે, લહે પાર લવ કેમ હરી? વિશ્વ

---

## પદ ૩૩.

રાગ પ્રભાત.

પ્રાણી તું રમણ કર પ્રભુતણા નામમાં, નેહ પ્રભુનામનો મેહ વારિ;
ચિત્તચાતકરૂપે પ્રીતિમાં પ્રેરજે, સત્ય સંકલ્પ ઉરમધ્ય ધારી. પ્રા.
સાધનાફળ સકળ કામમાં નહિ તને, છીપશે નહિ તૃષા તેથી તારી;
નામરૂપી સુધાસ્વાતિના બિંદુ વિણ, અન્યવારિ નહિ ક્ષેમકારી. પ્રા.
મેઘ ગરજી કદિ તરછ પણ બહુ કરી, દાખવે ભાવ નિરાશકારી;
પ્રીતિ તદપિ અમિત એકસરખી ઉંચી, સેવજે દૃઢ કરી શ્રેયકારી. પ્રા.
ત્રૂઠશે તુજને નાથ ત્રૈલોક્યનો, પ્રીછી અનુરાગ અદ્‌ભુત ભારી;
રિદ્ધિ સિદ્ધિ બધી ભરી હરિનામમાં, એજ મતિ ધારજે હિતકારી. પ્રા.
થઇ ગયા જે થશે છે હરિભક્ત જે, તેજ સદ્‌ભાગી જીવ દેહધારી;
અન્ય તો આગિયા દિનમણિપાસ જ્યમ, તનુજ સેવક વદે છે વિચારી. પ્રા.

## પદ ૩૪.

" ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો. " એ રાગ.*

સમરણ સરજન હારનું, સ્નેહે કરજે સદાય;
દુઃખ દારુણ તારાં દૂર થશે, પુણ્ય પુંજ પમાય. સ. ૧
ભર્તા ઠાલા ભંડારના, બેલી બૂડતાના તેહ;
પ્રભુ છે સખા સખાહીનના, શુષ્ક વરસના મેહ. સ. ૨
ગુણહીણના ગુણખાણ છે, અભાગીના સુભાગ્ય;
દાતા દયાળ છે દીનના, વરણું ગુણ શું અથાગ? સ. ૩

---

* બિલાવર રાગમાં ગવાય છે.

કુળહીનના કુળ છે પ્રભુ, પ્રણત જન પ્રતિપાળ;
ભૂપના ભૂપ એને ભજે, વિશ્વપાળ કૃપાળ. સ. ૪
પંગુતણા હસ્ત ચરણ છે, અંધ જનકેરી આંખ;
ભૂખ્યાતણા ભરતા પ્રભુ, શાસ્ત્ર પૂરે છે સાખ. સ. ૫
આધાર છે નિરાધારના, ભીડભંજન નાથ;
સેતુ આ ભવસાગર તણા, વિશ્વ તંત્ર જે હાથ. સ. ૬
પતિત પાવન પ્રભુ નામ છે, જેની તોલે ન એક;
હોય હૃદયક્ષાર-ભૂમિ જ્યાં, વાવે ભક્તિ વિવેક. સ. ૭
ચિત્ત ચોટયું ચિદાનંદમાં, પ્રેમ ટેક સહિત;
ભવ-જળ પાર ઉતારણી, છોટાલાલ એ રીત. સ. ૮

---

## પદ ૩૫.

"નાથ કૈસેં ગજકો બંધ છુડાયો." એ રાગ.

અરે પ્રાણી પ્રભુજી ભજી લે પ્રીતે,તારું થાય કલ્યાણ એ રીતે. અ.
સ્વારથ સાધવા તત્પર પૂરો, રજનિ દિવસ તને જોયો;
પરમારથમાં પૂઠ દેખાડી, જન્મ અફળ કરી ખોયો. અરે.
અધીરો થઈ તું અહિં તહિં ધાયો, માયા આંધીમાં મૂંઝાયો;
કાચી કાયા તારી સાચી તેં પ્રીછી, વણસમજે તું વ્હેવાયો. અરે.
સ્વપ્ને સુણ્યો ઉપદેશ ન સારો, ધાર્યો કાંઈ સુધારો;
અવળી મતિથી અવળો વિચરી, બાંધ્યો ભૂંડાઇનો ભારો. અરે.
ધર્મ દયામાં દમડી ન દીધી, દંભથી દીધા હજારો;
દાઝ ધરી દુઃખ કાપ્યાં ન કોનાં, ફળ વિણ એતો ફૂલારો. અરે.

પાતક કરતાં પાછું ન જોયું, દીધું ન ડગલું ડરીને;
ગરથને કાજે ઘેલો ફર્યો તું, હૈયે ન લાવ્યો હરિને. અરે.
ભોગ વિલાસમાં ભ્રમરની પેઠે, મન ભમતું ફરે તારું;
ગર્વની ધૂન્યમાં ઘૂમી રહ્યો તું, મૂઢ બકે મારું મારું. અરે.
માયાના પાશમાં બંધાઇ બેઠો, જાણી ન જૂઠી સગાઈ;
ઠામ નથી આ ઠરવાનું જોને, ભક્તિ કરી લેને ભાઇ. અરે.
ભક્તિ પ્રભુની સદા સુખકારી, વિધવિધ વિઘ્ન વિદારે;
છોટાલાલ એ જનને ધન છે, ધર્મ ધુરંધર ધારે. અરે.

---

## પદ ૩૬.

" બિગરી કોન સુધારે. " એ રાગ.

લહે સ્વાદ નર વિષય ભોગી કેમ, હરિકથામૃત રસનો રે? ટેક.
કૂપતણો દાદુર ક્યમ કળશે, વિશાળ સરના જળને રે?
કાયર નર શી પેરે જાણે, ધીર વીરના બળને રે? લહે. ૧
બધિર આગળ તાલ સુરથી, રાગ મલાર ગવાશે રે;
મોદ પડે શું એના મનને? લવરી તો લેખાશે રે. લહે. ૨
કૂડ કપટની ગૂઢ ગટપટમાં, લટપટ થઈ લપટાયો રે;
સુશીલતાનું સુખ શું માણે, કુટિલપણાથી કટાયો રે? લહે. ૩
પાઠ ભણ્યો નહિ પ્રીત ધરીને, અભણ રહ્યો ભવ આખો રે;
પંડિતની ખ્યાતિ શું પ્રીછે, જડ મતિથી જન ઝાંખો રે? લહે. ૪
કોકિલ કંઠ મધુરો કહીને, રાગી ભોગી વખાણે રે;
રાગ ગાનમાં ગમ નહિ જેને, વાયસ વાણી પ્રમાણે રે. લહે. ૬

પાર લહે ચકલાં શી પેરે, ગરૂડ ગતિ ને બળનો રે?
પામર નરની મતિ ક્યંમ પ્રીછે, મહિમા ભક્તિ ફળનો રે? લહે. ૭
વિષય વાસના રિપુરૂપ લેખો, જ્ઞાની જન એમ ગાવે રે;
છોટાલાલ અભાગી જન એ, જે ન ભજે પ્રભુ ભાવે રે. લહે. ૮

---

## પદ ૩૭.

" નાથ કેસેં ગજકો બંધ છુડાયો. " એ રાગ.

જુઓ ભાઈ શ્રદ્ધા સર્વની ન્યારી, લહે નિજની સરવ બલિહારી. જુઓ.
માતાને માને કોઇ તન મનથી, આદ્ય અંબા આદ્ય શક્તિ;
સેવક શંકરના શુદ્ધ થઇને, ભાવે સજે શિવ ભક્તિ. જુઓ.
વૈષ્ણવ જન મનથી એમ માને, અવતાર પ્રભુએ ધારયા;
દુષ્ટ જનોને દંડી હણીને, ભક્ત હરિતણા તારયા. જુઓ.
રામના નામથી જે જન રાચ્યા, રામ ભજે છે ભાવે;
એજ અનાદ્યંત ઈશ્વર સાચા, મત એવો મન લાવે. જુઓ.
કૃષ્ણ ઉપાસક કંઇક કથે છે, કૃષ્ણ લીલા જો ગવાઈ;
પાપ અમાપ પ્રલય થઇ સ્હેજે, મુક્તિ મળે સુખદાયી. જુઓ.
પૂજે ગણેશને પૂજે ગ્રહોને, પૂજે પવનને પ્રીતે;
પાવક પાણીને પૃથ્વીને પૂજે, રવિ શશીને રૂડી રીતે. જુઓ.
પશુ પંખીને પણ વળી પૂજે, મેલે ન વૃક્ષ વિસારી;
વૃશ્ચિક વ્યાલ સરીખાં પ્રાણી, પૂજનનાં અધિકારી. જુઓ.
જગતનિયંતા જગત વિધાતા, એક અલખ અવિનાશી;
ઘટ ઘટ વ્યાપી જેહ રહ્યો છે, પૂરણ જ્યોતિ પ્રકાશી. જુઓ.

એકજ પરબ્રહ્મ રાજે સરવમાં, સરવોપરી એજ સાચો;
વેદ વાણી તેમાં સાખ પૂરે છે, એકજ ગાઇને રાચો. જુઓ.
દ્વૈત અને અદ્વૈતના મતમાં, શ્રદ્ધા અનુસાર દોડે;
વાદવિવાદનો ભાર વહીને, હું પદ પામરી ઓઢે. જુઓ.
ભાવનાઓ ભલે ભિન્ન :જ ભાસે, ચૈતન્ય એક પ્રકાસે;
છોટાલાલના સ્વામી સેવો, ઘટ ઘટ માંહિ વિલાસે. જુઓ.

## પદ ૩૮.

રાગ પ્રભાત.

હું કરૂં હું કરૂં સર્વથા હું કરૂં, મદ ધરે મૂઢ જન એમ મ્હાલે;
ઉર નથી આણતો અકળઇચ્છા વિના, તરણું તુજથી નહિ એક હાલે. હું.
હોય બળ તુજમાં ધાર્યું કરવાતણું, પૃથ્વી પર પાય તું શીદ માંડે?
વૈદ્યના ઘરવિષે વ્યાધિ આવે નહિ, જોશીનાં કોઈ કાળે ન રાંડે. હું.
અગ્નિ લઇ હાથમાં ઝાલી જોને જરી, કેમ ડર દાઝવાનો તું રાખે?
માળ ઉંચે ચઢી પડતું મૂકે પછી, ગર્વ મિથ્યાતણો સ્વાદ ચાખે. હું.
તુજ ઉદ્યોગ ને તુજ બળ કળવિષે, મામ તારી બધી માન ખોટી;
એજ ઉદ્યોગ ને એજ બળ કળથકી, હાનિ પ્હોચે કદી જો તું મ્હોટી. હું.
એજ પારથ વળી બાણ ધનુ એજ પણ, લૂટી કાબા ગયા લાજ લીધી;
ધીર ને વીર પણ વિધિ વાંકો થતાં, દેખશો ડૂબતા દુઃખ નિધિ. હું.
જો ધરે ગર્વ તું મિત્ર[1] સાધન વિષે, તિમિરમાં કેમ નથી દેખી શકતો?
હોય અભિમાન જો બુદ્ધિના બળવિષે, વાત નથી કાલની કેમ કળતો? હું.
વાંચી ઇતિહાસ વિચારજે ઉર વિષે, રાજ ઉડી ગયાં જોતજોતાં;
હોય પરિણામ જો હાથ માનવીતણે, કોણ દુખમાં રહે આંસુ લ્હોતાં? હું.

---

૧ સૂર્ય.

વિશ્વ સર્વમાં વિભુ તું વ્યાપક, તુજ વિણ ઠામ નથી ઠાલો;
પ્રભુ મહિમા ને પ્રભુની માયા, સચરાચરમાં સૌ ભાળો. અગમ.
જડ ચેતનમાં તેજ તમારું, સમરથ ધણી સહુના સાચા;
સેવક સુતને ગુણ તુજ ગાવા, આપો રતિ મતિ ગતિ વાચા. અગમ.

---

## પદ ૪૦.



"નાથ કૈસેં ગજકો બંધ છુડાયો" એ રાગ.

અરે જીવ સાર જીવનનો ન શોધે, તારી બગડી બુદ્ધિ કુબોધે. ટેક.
પૈસો મેળવ્યો પાર વિનાનો, લક્ષપતિમાં લેખાયો;
દ્રવ્ય નહિ તારી એતો દરિદ્રતા, ધર્મ-અરથ ના સધાયો. અરે.
આશાઓ બાંધી અનેકની ઉપર, એક હરિની ન રાખી;
આશા શા કામની આશ પરાઈ, કોણ બેલી પ્રભુ પાખી? અરે.
ઓળગો કરી અભિલાષ ધરીને, ઓળખો બાંધી હજારો;
ઓળખ્યા નહિ જો અંતરયામી, હારી ગયો જનમારો. અરે.
ભુવન ભવ્ય રચાવ્યાં ભાવે, મન મૂકી મોકળું ભારે;
ધર્મદાનમાં દમડીએ દેતાં, મુખ મચકોડે અપારે. અરે.
પૂજન અર્ચન પાઠ ભણે તું, જપવા બેઠો જપમાળા;
અંતર જાણે કે અંતરજામી, સત્ય કે દંભના ચાળા. અરે.
દીન વચન સુણી દીન જનોની, લેશ દયા નવ લાવે;
માગે દયા નિજ સારું નિરંતર, શું પ્રભુને તું પટાવે? અરે.
આપનું હિત એક અંતર ઇચ્છે, ઇચ્છે અવરનું ન સારું;
ઈર્ષ્યા વૃત્તિથી તારું શું વળશે? ભાગ્ય સરવનું ન્યારું. અરે.

અન્યનાં છિદ્ર તું શોધે ઉમંગે, નિંદામાં જીંહા ચલાવે;
પોલ પોતાનું છે પાર વિનાનું, છળ બળથી તે છૂપાવે. અરે.
તન મનથી ત્રેવડમાં તત્પર, માયાની જાળમાં મ્હોહ્યો;
આળસ રાખ્યું ભગવદ્ ભજને, લાભ અમૂલ્ય તેં ખોયો ! અરે.
ધન્ય જીવિત જન એવાનું જાણો, લક્ષ કોટિ તે કમાયા;
છોટાલાલ જો જન્મ ધરીને, પ્રભુ એક પ્રેમથી ગાયા. અરે.

---

## પદ ૪૧.

"બિગરી કોન સુધારે." એ રાગ.

અડસઠ તીરથ હરિને ચરણે, મન ભટકી કેમ ભૂલે રે ? ટેક.
ગંગા યમુના ગોમતી નાહ્યો, કાવેરી વળી કૃષ્ણા રે;
સ્નાન કર્યું અગણિત સરિતામાં, તોપણ સ્નાનની તૃષ્ણા રે. અડસઠ.
શરીર ધોઈ તું સ્વચ્છ થયો પણ, મનનો મેલ ન ધોયો રે.
જીવનસાર ના સમજ્યો તું તો, મિથ્યા જ્ઞાને મોહ્યો રે. અડસઠ.
ઘટ ઘટ વ્યાપી વિશ્વંભર જે, રાજે સચરાચરમાં રે;
કેમ નિવાસ કરી તે બેસે, તીર્થ ભૂમિના ઘરમાં રે ? અડસઠ.
તન તારું જન જો તું વિચારી, જુક્તિ અદ્ભુત જેમાં રે;
અકળિત ગતિ કૃતિની:એંધાણી, વિલસે પ્રભુની તેમાં રે. અડસઠ.
વિશ્વવિષે વિધવિધ વસ્તુમાં, પ્રગટ પ્રતાપ પ્રભુનો રે;
જંગલનું તરણું જોતાં પણ, વ્યાપે બોધ વિભુનો રે. અડસઠ.
જાત્રા કરતાં જન્મ જશે કદી, ફળ તેથી શું મળશે રે ?
સેવકસુત હરિ ગાશે ઘરમાં, ભક્તિ ત્યાં પણ ફળશે રે. અડસઠ.

---

## પદ ૪૨.



રાગ પ્રભાત.

પક્ષ કરજો પ્રભુ વિશ્વરક્ષક વિભુ, પક્ષ વિણ પાર તરી કેમ પામું ?
પક્ષીને પણ તમે આપો છે પક્ષ તો, પક્ષ મારી કરો દુઃખ વામું. પક્ષ.
પક્ષ કરવા થકી પક્ષપાતીપણું, નહિ કહે કોઈ તેમાં તમારું;
સ્હાય સંકટ વિષે દાસને નહિ કરો, દીઠું પડશે પછી તારું મારું. પ૦.
પુત્રને દુખ પડે વિઘ્ન આવી નડે, તાતની પાસ જઇ તે પોકારે;
વાત સુણી બાળથી વ્હાર કરી વ્હાલથી, શત્રુનાં સાલને તે વિદારે. પ૦.
પ્રણત જન પાળવા સંત સંભાળવા, નેટ નીભાવવા પ્રેમ તારો;
આશ વિશ્વાસ નિર્ધાર મુજ મનવિષે, તાત નહિ તોડશો એહ ધારો. પ૦.
ધર્મના પક્ષને લક્ષમાં નહિ ધરો, ધર્મનો જય પછી કેમ થાશે ?
જો પરિણામ વિપરીત પળ એક પણ, આવશે તો પછી લાજ જાશે. પ૦.
ન્યાયને ઇચ્છિયે અન્ય નવ ઇચ્છિયે, ન્યાયી છો ન્યાય કરજો અમારો;
ન્યાયના પક્ષમાં નેટ ઊભા પ્રભુ, વ્હાર કરવાતણો આજ વારો. પ૦.
પક્ષ પ્રલ્હાદ ને પાંડવોનો ગ્રહી, જેમ જય આપિયો પ્રેમ સાથે;
લાલ છોટા તણા પક્ષમાં રહી પ્રભુ, ધર્મ જીતાડ ત્યમ તુજ હાથે. પ૦.

---

## પદ ૪૩.



" ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો. " એ રાગ.*

દોષ ભરયો વિશ્વનાથ હું શરણે આવ્યો છું બાળ;
નાથ ગ્રહી-હાથ સર્વદા, કીજે મુજ પ્રતિપાળ. દોષ. ૧

---

*બિલાવર રાગમાં ગવાય છે.

શિષ્યના દોષ ગુરૂ જુએ, કરશે નિશ્ચે નિવાર;
તેમ નિવારજે નાથ તું, મારા દોષ અપાર. દોષ. ૨
અધમ ઉદ્ધારણ દેવ તું, જગ સરજન હાર;
દેવદયાળ કૃપાળુ તું, જગત્રાતા ઉદાર. દોષ. ૩
અજ્ઞ અબળ હું બાળ છું, ગતિ ક્યાંથી વિશાળ;
ઘેરાયો માયા વિકારથી, દયા ધારો દયાળ. દોષ. ૪
અપરાધ લખી લેખો રાખશો, ચઢશે નાસુ ઊધાર,
દામ ચૂકાવતાં દંડના, ક્યારે આવશે પાર? દોષ. ૫
દેવું દેવાની ચિંતા હૃદે, રાખું નહિ તિલભાર;
જનમો જનમ દેવાદાર હું, ધણી તું ધીરનાર. દોષ. ૬
એવું વિચારજે નાથ તું! નિરાધાર આધાર;
વિનતિ વદે કર જોડીને, છોટાલાલ આ વાર. દોષ. ૭

---

## પદ ૪૪.



"નાથ કૈસે ગજકો બંધ છુડાયો." એ રાગ.

વિભુ તું તો વિશ્વ સરવમાં વ્યાપ્યો, તુજ મહિમા જાય ન માપ્યો. વિભુ.
પાવકમાં તું પ્રગટ રહ્યો છું, જળમાં નિવાસ છે તારો;
આકાશે અવકાશ છે તારો, પૃથ્વી થકી નથી ન્યારો. વિભુ.
પવન તત્વમાં પ્રસરી રહ્યો તું, સૃષ્ટિ સકળ રચનારો;
ઉદ્ભિજનાં પણ રૂપ વિવિધમાં, પ્રૌઢ પ્રભાવ છે તારો. વિભુ.
સવિતા શશીમાં તેજ તમારું, સુખરૂપ સરવને સ્થાપ્યું;
તારામાં પણ તુંજ પ્રકાશે, સર્વત્ર ચૈતન્ય વ્યાપ્યું. વિ

પ્રાણીમાત્રમાં પ્રાણ રૂપે થઈ, શુદ્ધ સ્વરૂપ વિરાજે;
મેઘમંડળમાં વિદ્યુત સાથે, ગર્જના ગૌરવે ગાજે. વિભુ.
પંચભૂતના મંદિર મધ્યે, પરબ્રહ્મ પોતે પ્રકાશે;
જન અજ્ઞાની જોઇ શકે નહિ, વ્યાકુળ થઇને વિમાસે. વિભુ.
ઉપજે ખપે જીવ જે જે જગતમાં, હોય લઘુ કાં મ્હોટા;
જળથી ઉપજે લય પણ જળમાં, પાણીતણા પરપોટા. વિભુ.
પૃથક્ પૃથક્ રૂપ દેહ તણાં જે, એકજ પ્રભુના ઉપાધિ;
જ્ઞાની જન મન ભેદ ન ભાસે, સેવક સુતે એ સમાધિ. વિભુ.

---

## પદ ૪૫.



" બિગરી કોન સુધારે નાથ બિન બિગરી કોન સુધારે રે," એ રાગ.*

દીનદયાળ દયા ધરી અંતર, દાસ કરી મુજને સ્થાપો;
પ્રભુ તુજ પદમાં પ્રેમ ધરીને, પૂજ્ય ભાવથી જપું જાપો. દીન.
સચરાચરમાં સર્વ પ્રાણીના, સુખદાતા સ્વામી સાચા;
પ્રણતપાળ નિજનો કરી પાળો, સુણી પ્રણત જનની વાચા. દીન.
ભક્તિવિષે અધૂરો હું ભૂધર ! સજું અધિક હજુ તુજ સેવા;
પૂર્ણ કૃપાને પાત્ર થવાની, દીન વાણી સુણજો દેવા. દીન.
કોઈ પણ જનનો દાસ થવાની, સ્વપ્ને પણ નથી ધરી આશા;
દાસ એક પ્રભુ ચરણ કમળનો, થઈ રહેવા ઉર અભિલાષા. દીન.
જન પણ જનના અવલંબનથી, ઇષ્ટ મનોરથ નિજ સારે;
મુજ મનોરથ તુજ સેવાનો, સિદ્ધ કરીશ શું નહિ ત્યારે? દીન.

---

* લાવણીમાં પણ ગવાય છે.

અનંત કોટિ વિશ્વતણા છો, કર્ત્તા ભર્ત્તા નાથ તમે;
પૂર્ણ પ્રતીતિ પ્રભુ પદમાં ધરી, ફરી ફરી છોટાલાલ નમે. દીન.

---

## પદ ૪૬.

"પઢો રે પોપટ રાજા રામના." એ રાગ.*

શરણું શોધું પ્રભુ ક્યાં જઈ, વાત વિપતની ભારે;
વાત સુણી વ્હાર નહિ કરો, વ્હલે શી મુજ ત્યારે? શરણું. ૧
જેને જેનો છે આશરો તેને જો તે વીસારે;
આધાર વિણ આ વિશ્વમાં, થઈ પડશે અપારે. શરણું. ૨
વૃક્ષ કહે, ભાર ફળ તણો, વેઠું નહિ પળવારે;
ફળ ઉછરી કયમ પાકશે, ફળ ક્યાં જઈ ઉચારે? શરણું. ૩
નીર વદે, મારે નહિ ખપે, સંગ મીનનો ક્યારે;
માઠી ગતિ કેવી મીનની, મરે તરફડી ત્યારે? શરણું. ૪
ધરણી વદે હું ધરું નહિ, ભાર માથે લગારે;
ક્યાં પગ પ્રાણીને માંડવો, કહો કોને આધારે? શરણું. ૫
તરછોડી નાથ મૂકો તમે, વસવું ક્યાં જઈ મારે?
વણધણિયાતા ઢોરનું, દુઃખ કોણ નિવારે? શરણું. ૬
કાલાવાલા છોટાલાલના, ધ્યાને ધરજો આ વારે;
વિરુદાવલીને વિચારશો, નાવ આણશો આરે. શરણું. ૭

---

* રામગ્રી રાગમાં તથા મલ્હારમાં પણ ગવાય છે.

## પદ ૪૭.

"નાથ કેસેં ગજકો બંધ છુડાયો," એ રાગ.

પ્રભુ આપ સત્યતણા સત્ય બેલી, કરજો નાથ કૃપાતણી હેલી. ટેક.
હાર કરાવો અનીતિ કેરી, નીતિ જીતાડો નિદાને;
અસત્યનો જય જગમાં કદીએ, પડશો ન પ્રભુ મુજ કાને. પ્રભુ.
"સત્ય તરાવે અસત્ય ડૂબાવે," નેટ નિયમ સુખકારી;
વગડાવો વાજાં સત્ય વિજયનાં, સત્ય ઉપર જાઉં વારી. પ્રભુ.
સત્ય આધારે ધરા આ રહી છે, નભ પણ સત્યના સ્તંભે;
સત્ય જવાથી સુખ સઉ નાસે, દુઃખ દારૂણ દમે દંભે. પ્રભુ.
રવિ શશી તારા મંડળ રાજે, સત્ય પ્રતાપે તે તો;
સત્યનો મહિમા ગાજે મહીમાં, વાણી અગમ્ય છે એ તો. પ્રભુ.
પુણ્યની પરવો બાંધી કરીને, પદવી ધરે પુણ્યશાળી;
સત્યના ટેકની તોલે ન આવે, નિર્ખજે નર તું નિહાળી. પ્રભુ.
રાજા યુધિષ્ઠિર મર્મમાં ઉચરયા, જૂઠનો બોલ જો એકે;
હિમગિરિ ચઢતાં આંગળી ગળી છે, શાસ્ત્ર વદે છે વિવેકે. પ્રભુ.
જૂઠ તણી જીત એક મળે કદી, હાર હજારો તોલે;
વાંકો દહાડો તેનો જાણો, બેઠો જે જૂઠને ખોળે. પ્રભુ.
વાદળદળ ભલે વિપતનું ઘેરે, સતિયો સત્ય ન છોડે;
શરીરતણો કદી પાત થતાં પણ, ટેક પોતાનો ન તોડે. પ્રભુ.
સત્યને આળ કે આંચ ન આવે, સત્યની ઢાલ છે ધિંગી.
ધારી ધ્વજા જેણે સત્યની હાથે, તેનો પ્રભુ સત્ય સંગી. પ્રભુ.

સત્યનું પણ જોને સંકટ વેઠી, પાળ્યું હરિશ્ચંદ્ર રાયે;
આજે પણ જોને ગાજી રહ્યા છે, અવિચળ મહિમા ધરાએ. પ્રભુ.
અસુર હરાવી સુરને જીતાડી, સત્યનું રક્ષણ કીધું;
આપ અસત્યના શત્રુ અહોનિશ, પારખું દેખાડી દીધું. પ્રભુ.
સત્ય સુકીર્તિ મંગળ મૂર્તિ, સત્યને પાર ઉતારો;
સત્યના પક્ષની સંનિદ્ધ રહીને, વિરુદ્દ તમારું વધારો. પ્રભુ.
સત્ય સ્વરૂપ પ્રભુ છે તમારું, સત્ય સુકિરણ તમારા;
છોટાલાલના સ્વામી સ્વીકારો, વંદન વિશ્વાધારા. પ્રભુ.

---

## પદ ૪૮.

"પ્રાણિયા ભજી લેને કીરતાર." એ રાગ.

જગમાં જીવ્યો તે શા કામ, પ્રાણિયા ભજ્યું ન જો પ્રભુનામ? ટેક.
મનમાં મ્હોટા તરંગ રાખ્યા, રખડ્યો આઠે જામ;
અર્થ સરે નહિ એકે તારો, જો રીઝે નહિ રામ રે. જગમાં.
અધર્મ મારગ પકડ્યો પ્રીતે, લહ્યા ન હરિગુણ ગ્રામ;
પડ્યું રહેશે અહિંયાં સરવે, ગ્રામ ઠામ ને દામ રે. જગમાં.
ક્ષીણ શરીરને અમર ગણી તેં, રોમ રોમ ભર્યો મામ;
યમદૂત જ્યારે દેખા દેશે, હારી બેસીશ હામ રે. જગમાં.
વિષય ભોગને કાજે રચિયાં, ધામ ધીંગાં અભિરામ;
પરમારથમાં પાઇ ન આપી, શું સુધરે પરિણામ રે? જગમાં.
અનિત્ય જગને નિત્યજ માની, કર્યાં પાપનાં કામ;
છોટાલાલ કરી નવ જાણી, કરણી કહી નિષ્કામ રે. જગમાં.

## પદ ૪૯.



"સાંભળ રે તું સજની મારી રજની ક્યાં રમી આવીજી." એ રાગ.

દીનદયાળા સુખના દાતા, દાસ વિસારી ન મેલોજી;
એક ઘડી પ્રભુ પ્રતિકૂળ થાશો, કરશો મુજને ઘેલો.
પાર ઉતારોજી. ૧
અવલંબન તારું ઉર ધાર્યું, મારગ પકડ્યો સ્હેલો જી;
આ ભવસાગર પાર ઉતારો, તુચ્છ ગણી નવ ઠેલો. પાર. ૨
જજા બાંહ્ય ગ્રહ્યાની જાશે, ભરૂંસો જાશે ભેળો જી;
ગ્રાહથી ગજ મૂકાવા દોડ્યા, વિરૂદ્દ ટેક ધરી વ્હેલો. પાર. ૩
પતિત પાવન જગ જન પાલક, ચરણતણો હું ચેલો જી;
ભક્તતણી પંક્તિમાં ભેળો, પ્હેલો કે પછી છેલ્લો. પાર. ૪
જગમાં જ્યાં ત્યાં જોઉં તમારા, અગણિત અદ્ભુત ખેલો જી;
વિનતિ છોટાલાલ તણી સુણી, કરશો અનુગ્રહ વ્હેલો. પાર. ૫

---

## પદ ૫૦.



### પંદર તિથિ.

" રઘુપતિ રામ હૃદયમાં રેહેજોરે " એ રાગ.

પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
ભાવે પડવે પ્રભુને ભજિયે રે, રૂડું જ્ઞાનનું સાધન સજિયે રે;
ક્લેશ કષ્ટનું કારણ તજિયે, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
બીજે બીજાનું હિત ચિત્ત ધરિયે રે, સઉ સાથે હળીમળી ફરિયે રે;
નીતિ પંથે સદા સંચરિયે, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.

ત્રીજે તૃષ્ણામાં જોજો તણાતા રે, ગુણહીણમાં જોજો ગણાતા રે;
રખે ભૂલી તમે ડૂલી જાતા, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
ચોથે ચેતી આ ભવમાં ચાલો રે, મદ ઉન્મત્ત થઇ નવ મ્હાલો રે;
ઉભો કાળ લઇ હાથ ભાલો, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
મતિ પાંચમે ધર્મમાં ધરિયે રે, પાપ કર્મથી પળ પળ ડરિયે રે;
સૌને ઠારીને આપણ ઠરિયે, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
તિથિ ષષ્ઠિએ છૂપો સૃષ્ટા રે, પ્રાણીમાત્રના કર્મનો દ્રષ્ટા રે;
નેટ રાખજો એમાં નિષ્ઠા, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
સદ સાતમે આ ભવ તરવા રે, સત્ય શીલ આદિ ગુણ ધરવા રે;
એજ મારગ ઉન્નતિ કરવા, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
તિથિ અષ્ટમી ઉચરો સુવાણી રે, જેથી સુખ પામે સઉ પ્રાણી રે;
સાચી સજ્જનતાની એંધાણી, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
નામે રંગ જગતમાં ન્યારા રે, કોઈ સુખમય દુઃખ દેનારા રે;
શીત ઉષ્ણના જેવા વારા, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
દીનબંધુને દશમે વંદો રે, છોડો છળ બળ કળના ફંદો રે;
જેવા શબ્દ તેવા પડછંદો, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
તિથિ એકાદશી પુણ્ય પર્વ રે, લહો આત્મ સરીખાં સર્વ રે;
ધરો વાણીવિષે નવ ગર્વ, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
પુણ્ય પર્વણી દ્વાદશી તેવી રે, એક અવિનાશી સર્વદા સેવી રે;
ભાવે ભક્તિ ભલી સજી લેવી, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
તિથિ તેરશ તન પડવાનું રે, રાખ્યું કો'થી નથી રહેવાનું રે;
ઠામ જીવને બીજું ઠરવાનું, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
તિથિ ચૌદશે ચિદ્ઘન રાજે રે, મહિમા અધિક અમાપ જ ગાજે રે;

ધરો ધ્યાન સદા સુખ કાજે, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.
તિથિ પૂર્ણિમા પ્રભુ ગુણ ગાજો રે, ધર્મ પંથે ધીમંતા ધાજો રે;
છોટાલાલ સુખાબ્ધિમાં ન્હાજો, પ્રભુ કેરે પાય પ્રેમે પડિયે રે.

---

## પદ ૫૧.

"સાંભળ રે તું સજની મારી" એ રાગ.

પ્રભુ ! ચરણમાં શરણ પડયો છું, તું ભવસિંધુ તારણજી;
તુજ ચરણ સેવન સુખદાયક, સંકટ કલેશ વિદારણ.
પાયે લાગુંજી.
શમન સકલ કલિમલ અખિલેશ્વર, પ્રણતતણા પ્રતિપાલણજી;
શલ્યા અહલ્યા પાવન કર્તા, શરણાગત સુખકારણ. પાયે.
દુષ્ટ જનોના દંભ વિનાશક, ગર્વી ગર્વ ઉતારણ જી;
ભક્તજનોના ભદ્રભવેશ્વર, ભૂમિ ભાર નિવારણ. પાયે.
નિશદિન રાખી નામ હૃદયમાં, શ્રીહરિ સંત્ર ઉચ્ચારણ જી;
સેવકરામ તનુજ દૃઢ ધારે, એક તમારી ધારણ. પાયે.

---

## પદ પર.

રાગ ધીરાના પદનો.

વાસ વસુધામાંરે, પ્રવાસીના જેવો ખરો;
ઉઠાંતરી અહિંથી રે, વિચાર તેનો વેગે કરો. ટેક.
પુષ્પ પ્રફુલ્લિત રમણિક રાજે, ભલી ભાતે પરભાત;
સાંજ સમે દશા પાછી દેખો, ખરી પડેલાં ખરેખાત;
જીવતર એવું જાણી રે, પાપી પંથ પરહરો. વાસ. ૧

ધર્મ તજી કૂડાં કર્મ ન કરશો, ઠરશો તમે ઠીક ઠામ;
પરહિત કરવામાં પ્રીત પરોવો, મળે અવિચળ ધામ;
ગોવિંદને ગમતું રે, ધર્મ ધ્યાન નિત્યે ધરો. વાસ. ૨
ભૂલી મારગ ભટકશો માં, રખે પડી જતી રાત;
રણમાં રખડતા જો તમે રે'શો, વણસી જસે બધી વાત;
ચેતી ચિત્ત ચાલો રે, પ્રેમે પ્રભુ ભક્તિ ભરો. વાસ. ૩
અવધિ આવે ઉઘરાણી થાવે, પાછી ફરે ન પળવાર;
સામગ્રી પૂરી પ્રથમથી સાધો, સમજી એમાં તત્વ સાર;
છોટાલાલ વિનવે રે, ઉપાય સઘ ઉરે ધરો. વાસ. ૪

## પદ ૫૩.



"નાથ કૈસે ગજકો બંધ છુડાયો" એ રાગ.

જીવ તું શીદને શોચ ધરે છે? ગમતું ગોવિંદ પોતે કરે છે. ટેક.
પ્રભુએ જોને કૃપા કરી પૂરણ, સૃષ્ટિ સજી સુખકારી;
સુંદર સામગ્રી સહુ સારું, વિવિધ પ્રકારે વધારી. જીવ.
જાળવ્યો જઠરમાં જતન કરીને, કરુણા અધિક કરી કેવી?
વિશ્વાધીશને ચિંતા તારી, દૃઢતા ધર તું એવી. જીવ.
જળ સ્થળ આદિ જીવ સકળને, સર્વેશ્વર સંભાળે;
કીડીને કણ, મણ હાથીને આપી, પ્રીતે સરવને પાળે. જીવ.
ચીલો નથી કે સડક નથી સીધી, નથી એધાણી હવામાં;
ખગને ખપતી મતિ દીધી પ્રભુએ, ગગન ગમન કરવામાં જીવ.
રંક ને રાયનો એકજ રક્ષક, ત્રિભુવનપતિ જગ ત્રાતા;
તરણાનો મેરુ કરે પ્રભુ પળમાં, અકળ એ વિશ્વવિધાતા. જીવ.

ભક્ત અનેકનાં સંકટ ભાગ્યાં, ભવતારણ ભગવાને;
ધરણીધર ધાય ધર્મની વ્હારે, નિયમ નિત્ય નિદાને. જીવ.
શોચથી અર્થ તો એકે સરે નહિ, વેગે વધે આધિ વ્યાધિ;
હાય વિલાપ કરે જે અધીરા, ઈશ્વરના અપરાધી. જીવ.
ભેદ અકળ અવિનાશીના અદ્દભુત, પાર નથી કોઈ પામ્યા;
મુનવર મ્હોટા મથન કરીને, વદી નેતિ નેતિ વિરામ્યા. જીવ.
છત દેખી છલકાઇ જવું નહિ, વિપતથી શાને વિમાસો?
દૈવ ઈચ્છાને આધીન થઇને, અવિનાશીને ઉપાસો. જીવ.
ધાર્યું આપણું કામ ન આવે, ઈશ્વિર અન્ય જો ધારે;
છોટાલાલ એ નિશ્ચય ધારી, તન મન તાપ નિવારે. જીવ.

---

## પદ ૫૪.



"બિગરી કોન સુધારે." એ રાગ.

પરદુખભંજન જનનું જીવન, ધન્ય વદું આ જગમાં રે. ટેક.
ભૂખ્યાને ભોજન તે દે છે, તરશાને જળ આપે રે;
આશ્રય આપી નિરાશ્રિત જનને, કષ્ટ દયા ધરી કાપે રે. પરદુખ.
રોગી જન હિત કાજ રચાવે, શાળા સરસ હવાની રે;
શાળા ઔષધની વળી સ્થાપે, અંગ નીરોગિ થવાની રે. પરદુખ.
વટેમારગુને વસવાનાં, ચારૂ ધામ ચણાવે રે;
વાપી કૂપ કરાવી વિવેકે, પ્રીતે પરવ ચલાવે રે. પરદુખ
વદું દાન વિદ્યાનું દેવા, સ્થાપે વિદ્યાશાળા રે;
જ્ઞાન આપવા રંક શિશુને, ધારે નિયમ રૂપાળા રે. પરદુખ.

વસ્ત્ર આપતા વસ્ત્રહીનને, ટાઢ તાપ પરહરવા રે;
ગુપ્તદાન દે છે નિર્ધનને, દરિદ્રતા દુખ હરવા રે. પરદુખ.
દીન જનોને દુખમાં દેખી, અંતર કરુણા ઉપજે રે;
સંકટ હરીને સુખ કરી આપું, શુભ મતિ એવી સૂઝે રે. પરદુખ.
વૈદ્ય દેખી જ્યમ રોગી રીઝે, માગણ દેખી દાતા રે;
પરદુખ ભંજન નરને નિરખી, દુખિયાં પામે શાતા રે. પરદુખ.
હરિભક્ત ને પરદુખ ભંજન, શૂરવીર નર દાતા રે;
છોટાલાલ ગુણે એ નરના, જગમાં ગુણ ગવાતા રે. પરદુખ.

## પદ ૫૫.



" નાથ કૈસે ગજકો બંધ છુડાયો " એ રાગ.

ધરે જૂઠા જગની શી આશ અરે તું ?
ખોટી રમતમાં મમતે મરે તું ! ધરે જૂઠા. ટેક.
જન્મ્યું તે જાવાનું બધું છે, રાખ્યું રહે ન કો રીતે;
આગળથી પાળ બાંધી જે જાણે, જન એવો જગમાં જીતે. ધરે.
લાખ કોટિ દામ ગાંઠે ગાંઠ્યા, હય ગજ હોય હજારો;
આંખ મીંચાયા પછી સઉ વૈભવ, કામ શું આવે ? વિચારો. ધરે.
સ્નેહી સગાંનો સ્નેહ જો સાચો, શ્વાસ શરીર સંયોગે;
પિંડ પડ્યા પછી પ્રાણી સરવને, વાટ વિચરવી વિયોગે. ધરે.
મોહ મમત તું જેહમાં માને, સ્થાઇ ન તે ઠરવાની;
આગળ કે પાછળ તે તારી, વસ્તુ તો વણસી જવાની. ધરે.

ચાર દિવસનું ચટકું આ તો, મટકું માટીનું કાચું;
ફુટ લઇ ફૂટી પડશે પળમાં, એમાં કેમ તું રાચું ? ધરે.
સુખની સાથે ભય છે ક્ષયનો, જોબન માંહિ જરાનો;
ભોગ વિલાસના રોગ છે વેરી, સુખ દુખ એમજ માનો. ધરે.
પૂર્વજ તારા મરી પરવારયા, મરી પરવારયા સંગી;
વય કુમળીનાં બાળ વળાવ્યાં, તોએ ભમે જેમ ભંગી. ધરે.
કાયા કાંચન સરખી તારી, વહ્નિમાં ભસ્મ થવાની;
અવસાન કાળે જીવની સાથે, એકજ કરણી જવાની. ધરે.
આશના પાશમાં જન જે ફસાયા, પરિણામે પસ્તાયા;
ઘૃતના લોભથી વારિ વલોવી, કોડી ન સાચી કમાયા. ધરે.
આશ ધરો એક વિશ્વંભરની, ભક્તિ ભલી ઉર ધારી;
મન વાંચ્છા પ્રભુ પૂરણ કરશે, છોટાલાલ તમારી. ધરે.

---

## પદ ૫૬.

"બિગરી કોન સુધારે," એ રાગ.

જન જડમતિના ઉર નહિ ધારે, ઉપદેશકનાં વચનો રે. ટેક.
નીતિ તણો કોઇ બોધ કરે તો, કાન તળે દે કાઢી રે;
હાસ્ય કરે ઉપદેશક કેરું, એવા મૂઢ અનાડી રે. જન.
અલ્પમતિ ને અલ્પ જ્ઞાનથી, ઉન્મત્ત થઇને ફરશે રે;
બ્રહ્મા આવી ભૂલ જણાવે, પણ વાળ્યા નહિ વળશે રે. જન.
લીધો પરિશ્રમ પાર વિનાનો, વાંચ્યા ગ્રંથ વિશેષે રે;
શઠનું અંતર કદિ નહિ સુધરે, સવળો સાર ન લેશે રે. જન.

પંડિત આદિ ગુરુ જન પ્રત્યે, આદરની અતિ ખામી રે;
કુસંગને સત્સંગ ગણે છે, ઉમંગ ઉરમાં પામી રે. જન.
દયા ધર્મ તો લેશ ન મનમાં, કઠોરતા કડકડતી રે;
ગરથ અને સ્વારથ પરમેશ્વર, અવરતણી નહિ ગણતી રે. જન.
સવળાને અવળું કરી માને, હાસ્યું કરે ન વાર્યું રે;
ગુરુ ગુણીજનની શીખ સુણે નહિ, પુણ્ય ગણું પરવાર્યું રે. જન.
સેવક સુત અનુભવથી ઉચરે, વાંચી જુવો વિચારી રે;
મૂરખને સવળી મતિ દેતાં, ધારે વૈર વિકારી રે. જન.

---

## પદ ૫૭.

"નાથ કૈસેં ગજકો બંધ છુડાયો." એ રાગ.

પ્રભુ તારી લીલા જ્યાં ત્યાં નિહાળું;
વિશ્વકર્ત્તાને વિશ્વમાં ભાળું. પ્રભુ તારી. ટેક.

રવિ મંડળમાં રવિબિંબ રાજે, શીતહારી સુખકારી;
તિમિર હરી તેજ આપે જગતને, પ્રભુ પ્રભુતા તુજ ન્યારી. પ્રભુ.
પ્રૌઢ પ્રકાશ રવિનો રચીને, છેટું ધર્યું કોસ કોટી;
એવી અલૌકિક કૃતિ કોણ કરશે? કાઢી જુવોને કસોટી. પ્રભુ.
શશીતણી શોભા ને શીતળતાના, ગુણ ગણી ગણી શું વખાણું?
ઉડુગણના ગુણ અગણિત પેખી, પ્રભુનો પ્રભાવ પિછાણું. પ્રભુ
સાગરના વિસ્તાર તણો હું, ચિત્ત ચિતાર ઉતારું;
વંદી વારંવાર કૃતિને, કોટિ નિછાવર વારું. પ્રભુ.

પર્વત પ્રૌઢ ને ધોધ પાણીના, ગતિ ગંભીર નદીયોની;
અવલોકી મહિમા પ્રભુનો ન પ્રીછે, શૂન્ય સમજ એવી કોની ? પ્રભુ.
વિધવિધ વૃક્ષો ને વિધવિધ વન પશુ, શ્રીહરિયે સરજેલાં;
કોણ શકે કરી કોટિ કળાથી, કર્તાએ કામ કરેલાં ? પ્રભુ.
ઋતુઓ રમ્ય રચી જે હરિયે, ફરતી આવે વારા ફરતી;
વેષ વિવિધ લલિત ધરી લાવે, કર્તાની કીર્તિ ઉચરતી. પ્રભુ.
કાયા મનુષ્યની કારમી છે કરી, ચતુરાઈ અનુપ ચલાવી;
અગણિત જીવ બીજા ઉપજાવી, બલિહારી પૂર્ણ બતાવી. પ્રભુ.
અનુપમ અવયવની રચનામાં, રાખી ન કાંઇ મણાએ;
ચૈતન્યમય જગ પ્રભુએ રચ્યું છે, ભારતી મુખ ન ભણાયે ? પ્રભુ.
પૂરણ વર્ણન પ્રભુમહિમાનું, મુનિવરથી નહિ થાયે;
મંદ મતિ છોટાલાલ થકી એ, ગાનમાં કેમ ગવાયે ? પ્રભુ.

---

## પદ ૫૮.

"બિગરી કોન સુધારે." એ રાગ.

અધમ ગતિ પામ્યો નર પામર, જાગી કયમ નથી જોતો રે. ટેક.
પાતકનો તો પાર ન રાખ્યો, અંતર ભર્યું અભિમાને રે;
કામ ક્રોધ મદ મોહ વિશેષે, ધર્યું ન પરહિત ધ્યાને રે. અધમ.
કુતર્ક તત્પર થઇ બહુ કરતો, ધનની પાછળ ધાયો રે;
ભક્તિનો મારગ નહિ ભાળ્યો, ખળતાથી ખરડાયોરે. અધમ.
નાચ નચાવ્યા, રાસ રમાડ્યા, જમાડી નાત જતનથી રે;
પરમારથમાં પાઇ ન આપી, છળ નહિ છોડયો મનથી રે; અધમ.
હરિકથા નથી શ્રવણે સુણતો, નિશદિન નિંદા વ્હાલી રે;

ધરે ઉમંગ કુસંગ વિષે તું, સતુસંગતિ નહિ ઝાલી રે. અધમ.
કાળ કરાળ ભમે શિર ઉપર, જીવને ઝાલી જાશે રે;
છોટાલાલ વદે ગતિ કેવી, લેખું જ્યાં લેવાશે રે ? અધમ.

---

## પદ ૫૯.

રાગ બિલાવર.

" ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો. " એ રાગ.

વિનતિ સુણો નાથ નેહથી, પ્રતિપાળક ઈશ;
અશરણશરણ મેં જાણીને, મૂક્યું ચરણમાં શીશ. વિનતિ.
સઘન વિકટ વન જગત છે, વાટ સૂઝે ન એક;
સભય કરે સાધુ સુજનને, એવા ઠાઠ અનેક. વિનતિ.
ક્રૂર કૂડાં પ્રાણી ત્યાં વસે, પેખે પુણ્ય ન પાપ;
ફરતાં રહે ચોફેર તે, પીડે કનડે અમાપ. વિનતિ.
પારધિ મોહ ત્યાં મ્હાલતો, તાકે જ્યાં ત્યાં શિકાર;
પાથરે જાળ પ્રપંચની, સાથે શરનો ન પાર. વિનતિ.
વાઘ વરૂ કામ ક્રોધની, વધી વસ્તી વિશેષ;
પરને પીડા ત્રાસ આપતાં, ઉર અધમ ઉદ્દેશ. વિનતિ.
કંટક દુર્જન વચનનાં, ઉગ્યાં વૃક્ષ અપાર;
ખળ ને સુશીલ ભેદ દાખવા, કીધાં શું કરતાર ? વિનતિ.
તૃષ્ણા નદી વહે વેગમાં, તેનો અતિ વિસ્તાર;
પ્રભુ નામનું નાવ નવ મળે, કેમ ઉતરું પાર ? વિનતિ.
યત્ન કરી બહુ આથડું, જડે પંથ ન સાર;
અવલંબન છોટાલાલના, નિરાધાર આધાર. વિનતિ

---

## પદ ૬૦.

" નાથ કૈસેં ગજકો બંધ છુડાયો. " એ રાગ.

જુઓ જેણે ભક્તિની જુક્તિ ન જાણી;
જીવ્યું તેનું થયું ધૂળધાણી, જુઓ.
જાળ પ્રપંચમાં આયુષ ગાળે, શ્રીહરિ મૂકી વિસારી;
મોંઘો માનવ દેહ તું પામી, જીતી બાજી જાય હારી. જુઓ.
પાણી પહેલી પાળ ન બાંધી, ઉન્મત્તતા ઉર ધારી;
ખોયું પ્રમાદમાં પ્રાણી સકળ તેં, લીધું નહિ પરવારી. જુઓ.
ભોગ વિલાસનાં સુખ સરવ જે, વારિ પેરે વહીં જાશે;
મૂર્ખ તને સુમતિ નવ સૂઝી, માઠી ગતિ તારી થાશે. જુઓ.
નરતન રૂપી દુર્લભ નૌકા, આપી તને તરી જાવા;
હાથે કરી મૂઢ બૂડવા માગે, સમરથ કોણ બચાવા ? જુઓ.
ભજન કરી ભાવે આ દેહે, દેવ પ્રસાદને પામ્યો;
તેજ ખરો જીવ જીત્યોને જીવ્યો, વિશ્વમાં તેજ વિરામ્યો. જુઓ.
હરિના ભજનમાં ઘડી ઘડી ઉપજે, નૂતન રંગ તરંગો;
છોટાલાલ પ્રભુના લાલ જ, પેખે પુણ્ય પ્રસંગો. જુઓ.

---

## પદ ૬૧.

રાગ પ્રભાત.

હોય સદ્ભાગી જે રાગી હરિચરણના, વિરલા એ ખરા વીતરાગી;
સત્ત્વ ગુણ શીળની એહના અંતરે, ધૂન્ય નિરંતરે ધીંગી લાગી. ટેક.
સિંહની સ્હાયતા હોય જે પ્રાણીને, ભીતિ શિયાળની કેમ રાખે ?

તેમ જન હરિતણા પ્રીછોં પ્રભુ સ્હાયતા, દીનતા કોઇથી શીદ દાખે? હોય.
જે મળ્યું જે પળે તેથીં સંતોપી થઈ, સાધવી વૃત્તિમાં સુખ માણે;
દુઃખ આવી પડે દૈવ ઇચ્છા થકી, હામ હરે નહિ તેહ ટાણે. હોય.
લેખીં સંસારને ચિત્ર માયારૂપી, મોહના પાશમાં તે ન પડશે;
ઉચ્ચ કરણી તથા રેહેણીમાં મગ્ન રહી, સર્વના હિતમાં પ્રીતિ જડશે. હોય.
ન્યાય ને નીતિના પંથમાં પરવરી, જાય જરીં નહિ સરી ટેક ધારી;
દિનમણિ સમ દીપે માનવી મંડળે, વાત સાચી જુઓ એ વિચારી. હોય.
સુજ્ઞ મતથી ઠરચો સારહીન જે ખરો, ક્ષારવત્ અનુભવીં કંટક ઉચરે.
તેહ સંસારમાં લિપ્ત જે નહિ થશે, ધન્ય જન તેટલા પાર ઉતરે. હોય.
નાથ નિજ હાથને મૂકી મુજ મસ્તકે, આપનો સ્થાપીને રંગ રાખો;
વિનતિ છે એટલી લાલછોટાતણી, આપ સ્વીકારીં અધિકારીં ભાખો. હોય.

---

## પદ ૬૨.

"બિગરી કોન સુધારે." એ રાગ.

અનાથ જનના નાથ નિરંજન, ધરી શ્રદ્ધા નિશદિન સેવું;
ચરણ કમળમાં મતિ રતિ રાખું, આપો અનુપમ સુખ એવું. અનાથ.
ભક્તવર્ગમાં નામ ધરાવું, જ્ઞાન સ્વરૂપતણું પામું;
વિશ્વંભર વર માગું એ હું, કષ્ટ સર્વ મૂળથી વામું. અનાથ.
ભક્તિ રસમાં લીન થઈને, પ્રભુના ગુણનું ગાન કરું;
કરુણાસિંધુ તુજ કરુણાથી, ભવસાગર દુખરૂપ તરું. અનાથ.
જપ તપ યોગ અવર નવ ઇચ્છું, પ્રેમભક્તિ મુજ ઉર ભરો.
એજ રત્ન ભંડાર અલૌકિક, અમૂલ્ય સુખનો એજ ઝરો. અનાથ.
તપસ્વીં યોગીને પણ દુર્લભ, અનુપમ ફળ આ લોક વિષે;

પ્રેમ ભક્તિથી તે જન પામે, અપૂર્વ જેનાં પુણ્ય હશે. અનાથ.
મુજ મન તો એ કલ્પતરુ છે, કામદુધા પણ એજ ખરી;
છોટાલાલતણા અંતરમાં, શ્રદ્ધાભક્તિ સહજ ઠરી. અનાથ.

---

## પદ ૬૩.

" નાથ કૈસેં ગજકો બંધ છુડાયો." એ રાગ.

પ્રભુ તારે ચરણે હું શીશ નમાવું,
આધિ વ્યાધિ ઉપાધિ શમાવું. પ્રભુ તારે. ટેક.
વૃક્ષ વિશાળની છાયા મળ્યાથી, તાપ અનેક ટળે છે;
તેમજ તારી કૃપા કરુણાથી, દુઃખનાં વ્હેણ વળે છે. પ્રભુ.
દીનદયાળ દયાનિધિ દેવા, શરણું છે સાચું તમારું;
આશ્રય અવરથી રંચ ન રાચું, શ્રેય એથી શું થનારૂં? પ્રભુ.
દૃઢતા દૃઢ ધરી ચરણકમળમાં, તૃષ્ણા લલુતા ત્યાગી;
વ્હારે ચઢી વિશ્વેશ કરો છો, તે જનને સદ્ભાગી. પ્રભુ.
કરતા વિલાપ વિષાદ વિશેષે, મોહ માયામાં મચેલા;
મૃગજળ માને નીર છે મીઠું, તાપથી ઉગ્ર તપેલા. પ્રભુ.
પ્રભુને ન્હાના મ્હોટા નથી કોઈ, ભક્તિ કરે તે ભાવે;
તીરથ સ્નાન ને દાન-ધર્મ તો, ભક્તિની તોલે ન આવે. પ્રભુ.
ઉત્તમ આ તન માનવ પામી, નિર્મળ નીતિ ન સેવી;
છોટાલાલ પ્રભુ નવ ગાયા, પ્રાણી ગતિ પછી કેવી? પ્રભુ.

---

## પદ ૬૪.

"ક્યાં ગયો રે પેલો મોરલીવાળો" અથવા "બીગરી કોન સુધારે" એ રાગ.

વાર વાર વંદન કરી વિનવું, કષ્ટ હરો હરિ મારું રે;
ભવ ભીડભંજન વિરદ તમારું, ફરી ફરી હૃદય વિચારું રે. ટેક.
શિશુ શરણાગત પાય પડું તુજ, ચરણકમળ ચિત્ત ધારું રે;
ઠરી પતીજ નિરંતર અંતર, "વિઠ્ઠલ તું ન વિસારું રે." વાર.
પ્રાણીમાત્રના પ્રતિપાળક પ્રભુ, ઘડી ઘડી ઘાત નિવારું રે;
તો પછી દીન દયાળુ દેવા, શું મુજને નહિ ઠારું રે? વાર.
કરું પ્રાર્થના પૂર્ણ ભાવથી, આરત વાણી ઉચ્ચારું રે;
સંકટ ભાગો શીઘ્ર પધારી, ઉઘડે હિતનું બારું રે. વાર.
ધગધગતા લોહ સ્તંભની ઉપર, ઉભરાયું કીડિયારૂં રે;
પ્રગટ થયા નરસિંહ નરોત્તમ, ધરી સ્વરુપ પ્રભુ ન્યારૂં રે. વાર.
સ્વપ્ને પણ સંકટ નવ દેખું, તરી જાણુ ને તારું રે;
સેવકસુત સ્વામી એ દેજો, મુખથી માગ્યું મારું રે. વાર.

## પદ ૬૫.

"નાથ કેસે ગજકો બંધ છુડાયો." એ રાગ.

પ્રભુ વિના કષ્ટથી કોણ ઉગારે,
એક આધાર હરિનો અસારે. પ્રભુ. ટેક.
સદન રચ્યું રૂડી રચના કરીને, સ્તંભતણા આધારે;
સ્તંભને તોડી ફોડી નાંખે, સદન ટકે કેમ ત્યારે? પ્રભુ.

પ્રાણવાયુ જેથી જગતનું જીવન, પ્રાણી ન પામે જ્યારે;
કહો પછી તે પ્રાણી બિચારો, ઊગરે કોઇ પ્રકારે? પ્રભુ.
રણમાં ગયો ને હાથ કપાયા, શૂર લઢે શું વધારે?
શસ્ત્ર સામું તે જોયા કરે પણ, કામ ન લાગે લગારે. પ્રભુ.
ન્યાયાસનની પાસ જઇ કોઇ, ન્યાય થવાને પોકારે;
ન્યાયતણો જો નકાર ભણે ત્યાં, ન્યાય મળે કોણ દ્વારે? પ્રભુ.
સેનાપતિ થઈ સૈન્યને છળવા, અંતરમાંહી વિચારે;
રક્ષણ શોધવા જાય પછી ક્યાં, સૈન્ય સકળ તે વારે? પ્રભુ.
વ્હાણવટી જ્યારે હાથે કરીને, વ્હાણ ઝબોળવા ધારે;
કોણ ગતિ ત્યાં ઊતારૂ કેરી, કેમ તરી આવે આરે? પ્રભુ.
પ્રાણીના તાપ પરિતાપ પોતે, નાથ થઈ ના નિવારે;
છોટાલાલ વિમાસી વિચારે, બાંહ્ય ગ્રહી કોણ તારે? પ્રભુ.

---

## પદ ૬૬.

રાગ પ્રભાત.

નિત્યના નિયમથી ધ્યાન તારું ધરું, પ્રભુ મને રૂડી મતિ એજ દેજો;
દીનબંધુ સુણી દીનતણી વિનતિ, તાત ભવસિંધુથી તારી લેજો. નિત્યના.
ભક્તિ ઉર સ્થાપજો કાપજો કષ્ટ મુજ, લાજ સંભાળજો નાથ મારા;
સર્વ વ્યાપક તમે સર્વ સ્થાપક તમે, પ્રાણી કિંકર અમે સર્વ તારા. નિત્યના.
વિશ્વ ચંચળ સકળ રંચ નહિ અચળતા, પળ પળે થાય તે સર્વ જૂનું;
આજ તે કાલ નહિ કાલ તે પરમ નહિ, સામટું કંઇક દેખું જ સૂનું, નિત્યના.
એક મુજ યાચના સરલ ભાવે કરું, પાર પાડો કરી પ્રેમધારા;

આપ અશરણશરણ આવી શરણે પડયો, નાથ પાવન કરો ભક્તિદ્વારા. નિત્યના.
જ્ઞાનનો દીપ મુજ અંતરે પ્રગટજો, સ્વરૂપ સમજાય જેથીજ સાચું;
એજ ઉદ્દેશથી ભક્તિ તુજ આદરું, સેવકરામ સુત એજ યાચું. નિત્યના.

## પદ ૬૭.

" બિગરી કોન સુધારે નાથ વિણ " એ રાગ.

મનુષ દેહ મોંઘો નવ મળશે, પ્રભુ પદમાં અનુરાગ ધરો. ટેક.
દયા ધરી દીન જનની હૃદયે, તન મન ધનથી કષ્ટ હરો;
સજ્જન ને સાધુ સંતોષી, દુષ્ટ જનોથી વિમુખ ફરો. મનુષ.
પૂરણ પ્રેમ ધરો પરહિતમાં, વિતનો તેમાં કરો વરો;
પૂરણ પાડ પ્રભુનો માનો, વિશ્વેશ્વર કદિ ના વિસરો. મનુષ.
સુખ સંપતિનો ગર્વ વિસારો, સ્થિર મતિ કરી ઠીક ઠરો;
ધરો ભરૂંસો ધરણીધરનો, બળવંતો જે બેલી ખરો. મનુષ.
નીતિ નિર્મળ જન સઉ સેવો, યશ ઉજ્જવળનાં કામ કરો;
સત્ય ધર્મનું સાધન સજીને, ભવસાગરથી સ્હેજ તરો. મનુષ.
જોતાં જોતાં જીવન જાશે, જ્ઞાન ભક્તિ ભંડાર ભરો;
ઉભય લોકમાં નિર્ભય થાશો, મત એ છોટાલાલ ખરો. મનુષ.

## પદ ૬૮.

" ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો. " એ રાગ.

મનની ગતિ અતિ ગૂઢ છે, વરણી કેમ શકાય ?
સ્થિર રહે શી પેર તે ? ચંચળ પળ પળ થાય. મનની.

ઘડીમાં બળ્યું જળ્યું દૂબળું, દુખનાં ડુસકાં તણાય;
ઘડીમાં માને સુખી મુજ સમું, બીજું કોણ ગણાય ? મનની.
હસી હસી આનંદ પામતું, ડોલે મદમાં અપાર;
જાણે આવ્યું ત્રણ લોકનું, રાજ્ય મૂઠી મોઝાર. મનની.
પેસે પાતાળમાં આ પળે, ભેદી ભૂતળ છેક;
ગમન ગગનમાં બીજી પળે, ઠરે ઠામ ન એક. મનની.
કદિ કદિ ગીત વાદિત્રના, નાદ સુણી હરખાય;
શોકે શમે કદી સામટું, કંપે કોમળ કાય. મનની.
પુણ્ય કરમમાં પ્રીતિ કદી, તેવા ઉપજે તરંગ;
લોભ ને ક્રોધમાં લીનતા, ક્યારે લાગે કુસંગ. મનની.
વૈરાગ જાગે વેગે કદી, ત્યાગી થાવા તે વાર;
વિધવિધ ઉપજે વિચાર જે, જાણે જગદાધાર. મનની.
સત્યરૂપે કદી જગ જુવે, કદી મૃગજળ રૂપ;
વામા, વસુ, વશ થઇ કદી, ભૂલે પ્રભુનું સ્વરૂપ. મનની.
પ્રભુપદ પ્રેમભેષજ વિના, ભવ રોગનો નાશ;
થાય ન છોટાલાલ તે, પેખો કરીને પ્રકાશ. મનની.

---

## પદ ૬૯.

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો." એ રાગ.

પ્રભુ જગત્રાતા વિસારી ન મેલો, દ્વાર આવ્યો પાછો નવ ઠેલો. પ્રભુ.
આવી અતિથિ હું આંગણે ઊભો, આશ ધરી હરી ! તારી;
નાથ જો કરશો નિરાશ તમે તો, આશ બધી પરવારી. પ્રભુ.

આપ યાચકનો અનાદર કરશો, તેવું જો આ જગ જોશે;
કોણ ધરમની પત પછી પાળી, આંસુ સેવકતણાં લ્હોશે ? પ્રભુ.
પાતક કાંઈ કર્યું નથી સમજી, કીધું અજ્ઞાને કાંઈ;
કરશો ક્ષમા તે દયાનિધિ દેવા, એ પ્રભુ તુજ પ્રભુતાઈ. પ્રભુ.
દોષ ગણી કદી દોષિત લેખો, રોષ હૃદય નવ ધારો;
દંડ લઈ મને પાવન કરીને, કિલ્બિષ નાથ નિવારો. પ્રભુ.
વિધિએ આંક લખ્યા હોય વાંકા, સ્વામી સુધારે તું સ્હેજે;
અતુલ પ્રભાવ એવો પ્રભુ તારો, સંભાળ બાળની લેજે. પ્રભુ.
તારો ઉગારો, વિપત વિદારો, તનુજ છોટાલાલ તારો;
પુત્ર કુપુત્ર તો થાય કદાપિ, તાતનું બિરદ વિચારો. પ્રભુ.

---

## પદ ૭૦.

"બિગરી કોન સુધારે" એ રાગ.

જીવડા તું જંજાળે મોહ્યો, અવસર નહિં સંભાળ્યો રે. ટેક.
બાળપણામાં બોધ વિનાનો, અથડાયો અજ્ઞાને રે;
નિરંકુશ થઈ નિત્યે વર્ત્યો, ધર્યો ધર્મ નહિ ધ્યાને રે. જીવડા.
જીભ હલાવી જૂઠ વિષે તેં, સત્યવિષે નહિ તેવી રે;
પર ઉપકારે પ્રીતિ ન જોડી, મતિ ધરી મૂઢ જેવી રે. જીવડા.
યૌવન ધનનો મદ જ્યાં વ્યાપ્યો, નીતિ પંથ વિસાર્યો રે;
વરણાગીથી વપુ દીપાવી, ઠગનો ઠાઠ વધાર્યો રે. જીવડા.
વીશી ઉપર વર્ષ થયાં તો, માનનીમાં મન મોહ્યું રે;
રજનીદિન જંપી નવ બેઠો, ચિંતામાં સઉ ખોયું રે. જીવડા.

ત્રીસ વરસને ચાળીસ વચમાં, ધનમાં તું લોભાયો રે;
લાભ મળ્યો નહિ ને લૂંટાયો, જાણી જોઈ ફસાયો રે. જીવડા.
ચઢતા પૂરની હામ ગઈ ને, વયનો ઢાળ ઉતરતો રે;
શોભા ઘટતી જાય શરીરની, રંગ દેહનો ફરતો રે. જીવડા.
તદપિ પરમારથ નવ પ્રીછ્યું, ભક્તિ ઉરે ન ભાવા રે;
દડબડ ડગલાં ભરતું ઘડપણ, ઊભું આગળ આવી રે. જીવડા.
સામગ્રી તોએ નથી સજતો, તારણ તેં ન તપાસ્યું રે;
છોટાલાલ અવધિ આવ્યેથી, રહેશે વદન વિકાસ્યું રે. જીવડા.

---

## પદ ૭૧.

" ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો. " એ રાગ.*

હંસા તું માનસરોવરે, જઇ પૂરજે વાસ;
આનંદ જળ ત્યાં ભર્યું પડ્યું, પ્રેમ કમળ સુવાસ. હંસા.
કૂડ કપટ લવ ત્યાં નહિ, રજનીદિન સુખરાશ;
વધઘટ સરમાં નહિ કદી, જુઓ જઇ બારે માસ. હંસા.
તિમિરનો એકે ન અંશ ત્યાં, જ્યોતિ અખંડ પ્રકાશ;
બાગ નથી કૂર કાગનો, નહિ ત્યાં વિષય વિલાસ. હંસા.
મુક્તાફળ હરિ શરણનાં, ચુગે આણી ઉલ્લાસ;
છોટાલાલ રહે નહિ, ભવમાં ભય ત્રાસ. હંસા.

---

* રાગ બિલાવરમાં ગવાશે.

## પદ ૭૨.

"બિગરી કોન સુધારે" એ રાગ.

કૃપાસિંધુ હું કૃપા તમારી, અવર ન મુખથી માગું રે. ટેક.
કલ્પવૃક્ષથી કોટિગણી છે, મન-વાંચ્છિત દેનારી રે;
કૃપા તમારી કોટિ કષ્ટને, પળ પળમાં દળનારી રે. કૃપા.
રક્ષક જીવના આપ અનાદિ, નિર્મળ ન્યાયી નિયંતા રે;
ધર્મી જનની વ્હાર કરો છો, સંકટમાં ભરી દઢતા રે. કૃપા.
જીત હાર ને સુખ દુખ જીવનાં, હાથ સર્વ તે તારે રે;
મિથ્યા માનવી ગર્વ કરીને, નિમિત્ત નિજ શિર ધારે રે. કૃપા.
સચરાચરના સ્વામી સત્યજ, દેવ દયાનિધિ દાતા રે;
વિશ્વ સર્વને વશ વર્તાવે, વંદુ વિશ્વ વિધાતારે. કૃપા.
કૃપા તમારી જે જન માથે, પામર થશે પ્રતાપી રે;
કૃપા તમારી લોપ થવાથી, વિપરીત જાશે વ્યાપી રે. કૃપા.
ભવમાં ભવ દુખ અસરી રહ્યું છે, પણ ઉર આશ્રય તારો રે;
નિર્ભય થઈ વર્તું એ રીતે, પક્ષ પ્રણતની ધારો રે. કૃપા.
દોરી રમતની હાથ તમારે, સહજ ગર્વ એમ શમતો રે;
છોટાલાલ સને દઢ માને, રમત ઉપરથી રમતો રે. કૃપા.

## પદ ૭૩.

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો" એ રાગ.

નાથ તારી સ્હાય માગું શીશ નામી, હાથ જોડી ઊભો જગ સ્વામી. ટેક.
વિપતિ વિદારણ વિભુ સુખ કારણ, ભવ ભય નાથ નિવારો;

કરુણા કિંકર ઉપર આણી, દીન હું ડૂબતો તારો. નાથ.
સાગર પાર ઉતરવાનું સોંપ્યું, નાથ જો નાવ ન દીધું;
ક્યમ કરી જન્મ અનેક જતાં પણ, પાર પડે કામ સીધું? નાથ.
શરણાગતની સહાય કરીને, આરત આપ હરો છો;
હું પણ શરણે પડ્યો પદપંકજ, તારો શું વાર કરો છો? નાથ.
પરમેશ્વર પ્રતિકૂળ થશો જો, એકે ન આરો અમારો;
છોટાલાલનો ક્યમ કરી આવશે, પાર ઉતરવાનો વારો? નાથ.

---

## પદ ૭૪.

"બિગરી કોન સુધારે" એ રાગ.

વિશ્વ વિષે વિશ્વેશ્વર વ્યાપક, સર્વ શક્તિનું સ્થાન ખરું. ટેક.
ચરણ ચલાવો તે પ્રભુ પોતે, હસ્ત હાલતા આપ થકી;
જિંહ્વા બોલી જાણે વાણી, નિરખું પ્રભુની જુક્તિ નકી. વિશ્વ.
મસ્તકમાં પ્રભુ આપે મૂક્યું, જ્ઞાનતંતુનું જૂથ ઘણું;
નયન નાસિકા કર્ણ આદિ લઈ, રચના રૂડી શું વરણું? વિશ્વ.
તન રચિયું ને વળી મન રચિયું, કૃતિ ઉભયની ભિન્ન કરી;
અંતરમાં તેં અમર આત્મની, અંતરજામી જ્યોતિ ધરી. વિશ્વ.
તન મંદિર ત્યમ જગ મંદિરમાં, રચના રૂડી આપ તણી;
અનંત કોટિ જીવ ઉપજાવો, પાલક પણ પોતે જ ધણી. વિશ્વ.
પુષ્પ પત્રમાં પ્રસરી રહ્યા છો, થડ મધ્યે પણ ઠામ ખરું;
ગિરિ જંગલ સરિતા સાગરમાં, નિરખું વિભુને જ્યાં વિચરું. વિશ્વ.
વિદ્યમાન વાયુ વહ્નિમાં, તેજ તત્વમાં સત્ય તમે;

ચિદાનંદ કારણ ચેતનના, હે ત્રાતા તમ તનુજ અમે. વિશ્વ.
આપ અગોચર દૃષ્ટિથકી છો, નિરાકાર લેખી વરણે;
સચરાચરમાં સ્વરૂપ તમારું, ભાળ્યું છોટાલાલ ભણે. વિશ્વ.

## પદ ૭૫.



"નાથ કૈસે ગજકો બંધ છુડાયો" એ રાગ.

અરે જીવ મૂઢતા તારી મ્હોટી, મૂકી સાચી મણી લીધી ખોટી. અરે.
સત્સંગતથી વિમુખ રહ્યો તું, ખરડાયો ખળતાના કીચે;
પાપકળણમાં કળતો ગયો તું, આંખ છતી ક્યમ મીંચે ? અરે.
ભક્તિ ભૂધરની સુરસરિતા, વિમુખ થઈ તે વિસારી;
ઝાકળ જળમાં આશ ધરી તેં, તરશ શમે ક્યમ તારી ? અરે.
કાચની બારીમાં કાગ જુઓને, ચંચુ પ્રહાર કરે છે;
મંદમતિ પ્રતિબિંબથી ભૂલી, મિથ્યા મથીજ મરે છે. અરે.
કરણી કહું તુજ ક્યાં લગી વરણી ? તે નથી હરિથી અજાણી;
દુઃસહ દુઃખ હરે દીનબંધુ, આપ વિરુદ ઉર આણી. અરે.
પતિત જનોને પાવન કરતા, અશરણ શરણ ગવાતા;
છોટાલાલ પડે પાય તેને, ત્રિભુવનપતિ જગ ત્રાતા. અરે.

## પદ ૭૬.



"બિગરી કૌન સુધારે" એ રાગ.

દર્શનનો અભિલાષી, પ્રભુ ! તુજ, દર્શનનો અભિલાષી રે. ટેક.
સર્વ વસ્તુમાં આપ વિરાજો, આપ સર્વના કર્તા રે;
નામ નિયંતા સત્ય તમારું, ધરણી ધર નભ ધર્તા રે. દર્શનનો

પ્રગટ થયા વિધવિધ રૂપે છે, વિશ્વપતિ વિખ્યાતા રે;
સમર્થ સ્વામી સચરાચરના, શીદ ફરો સંતાતા રે ? દર્શનનો.
ચારૂ રચના રચી જળ સ્થળમાં, મનહર મંગળ કારીરે;
રવિ શશીની રચના રચી અદ્ભુત, વંદુ વારી વારી રે. દર્શનનો.
કૃતિ સર્વ રહી ગુપ્ત કરો છો, જગનો યંત્ર ચલાવો રે;
રહા પડદામાં નાટય રમાડો, આગળ કદી ન આવો રે. દર્શનનો.
છાની છપની વાત અમારી, અંતરમાં પડી ઊંડી રે;
અંતરજામી લો છો જાણી, કાં રૂડી કાં ભૂંડી રે. દર્શનનો.
મૂકો ન પળ પણ સૂનાં શિશુને, સર્વ સ્થળે સંભાળો રે;
જતન કરી એ રીતે ઝાઝાં, કેમ પટંતર પાળો રે ? દર્શનનો.
કલ્પે કંઇક સ્વરૂપ તમારાં, મતિ જેની જયમ માને રે;
દૃશ્ય થાઓ હરિ દયા કરીને, ધરજો આરત ધ્યાને રે. દર્શનનો.
સ્વરૂપ સ્વયંભૂ તેજ તમારું, કોટિ કોઠ જોવાને રે;
ઝાઝું નહિ તો ઝાંખી દેજો, સેવક સુત મન માનેરે. દર્શનનો.

---

## પદ ૭૭.

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો." એ રાગ.

જીવ તારા દિવસ ગયા બહુ વહીને,
સાધ કલ્યાણ પ્રભુપદ ગ્રહીને. જીવ તારા. ટેક.

પાણી પ્રવાહ વહી જે ચાલ્યો, પાછો વળે નહિ તે તો;
આયુષ્યનું પણ એજ રીતે છે, ચીવટ ધરી ચિત્ત ચેતો. જીવ.

ભોગ વિલાસમાં ભૂલી ગયો શું, ક્યાંથી આવ્યો ક્યાં જાવું?
સમય વીત્યા પછી લાખ કરોડે, પામે પરવ ક્યાંથી આવું? જીવ.
આજ કરીશ ને કાલ કરીશ એ, મનના મનોરથ ખોટા;
કાલનું વ્હાણું કેવું વ્હાશે, જાણે ન ઋષિમુનિ મોટા. જીવ.
દુર્લભ માનવ જન્મ તું પામી, મોહની જાળમાં મોહ્યો;
છોટાલાલ તું પામર પ્રાણી, આંસુ ભરી પછી રોયો. જીવ.

---

## પદ ૭૮.



"પ્રાણીઆ ભજી લેને કિરતાર" એ રાગ.

ભાઇઓ ભજન કરો આવાર, માનવ દેહ મળ્યો સુખસાર. ટેક.
નિંદા કરવી એ તો ભરવી, ખાણ પાપની જાણો;
અવરતણું ભૂડું ઇચ્છયાથી, રંક થશે નહિ રાણો રે. ભાઇઓ.
પાપ કરીને ઠામ ઠરીને, સુખે નથી કોઈ બેઠો;
વ્હેલો મોડો કડકડી બેસે, ત્રાપો એનો હેઠો રે. ભાઇઓ.
ભક્ત જ્ઞાનીની નિંદા કરશે, અભાગી જન એ આખો;
શિક્ષા એની સત્વર જોજો, ફિટકારે છે લાખો રે. ભાઇઓ.
ભજન રંગમાં ભંગ પડાવે, થશે વિમુખ વિભુ તેશું;
સાધુ સજ્જનને સંતાપી, કદીએ સુખે સુએ શું રે? ભાઇઓ.
સજ્યો ન સ્નેહ, કદી આ ભવમાં, સાધુ જ્ઞાની સાથે;
અણઘડ ભંગડ જેવા એ તો, અનહિત કરતા હાથે રે. ભાઇઓ.
પ્રભુ પ્રસન્ન કર્યા નહિ જેણે, ઉત્તમ ભવ આ પામી;
છોટાલાલ એના જીવતરમાં, ખરેખરી એ ખામી રે. ભાઇઓ.

---

## પદ ૭૯.



"નાથ કૈસે ગજકો બંધ છુડાયો" એ રાગ.

પ્રભુ તારા બાળકડા સામુ જોજે, એનાં આંસુડાં તાત તું લ્હોજે. પ્રભુ.
ધન વૈભવનો ઠાઠ ન માગું, માગું ન વર કાંઈ બીજો;
કરુણાસિંધુ કૃપા તારી માગું, નાથ અનાથના રીઝો. પ્રભુ.
સારું ખોટું શું સમજું ન પૂરું, અહિં તહિં આથડી દોડું;
તત્વ વસ્તુને તુચ્છ ગણીને, નેહ નિષિદ્ધમાં જોડું. પ્રભુ.
અવળે પંથ કદિ ચઢી જાઉં, પાછો વાળજો પ્રીતે;
ભૂલ્યાના ભોમિયા નાથ ન થાશો, શુભ મારું થાય શી રીતે? પ્રભુ.
ટેકા વિના કદી ચાલી ન જાણું, ટેકો એકજ સાચો;
ટેકા બીજા બધા કામ ન આવે, ટેકો તમારો જો કાચો. પ્રભુ.
દુઃખ દાવાનળ ચોફેર ઘેરે, વ્હારની આશ તે વારે;
છોટાલાલની વિનતિ ન સુણશો, સંકટ કોણ નિવારે? પ્રભુ.

---

## પદ ૮૦.



"બિગરી કૌન સુધારે." એ રાગ.

મન માયામાં લીન કરી તેં, વિશ્વેશ્વર વિસાર્યા રે; ટેક.
મોહ વિવશ મતિ જે જનકેરી, સત્યાસત્ય ન સમજે રે;
મૂકે મુખમાં વિષ લઈ વ્હાલે, વેગે અમૃત વરજે રે. મન. ૧
પ્રભુપદ પ્રીતિ કરી નથી ક્યારે, સ્વારથમાં લેવાયો રે;
પરમારથ અંતર નવ પ્રીછ્યું, નગુણો નર લેખાયો રે. મન. ૨

માયા કર્દમથી તુજ કાયા, રંગી મનમાં રાચ્યો રે;
કરણી પાતકની કરી શઠ નર, નટની પેઠે નાચ્યો રે. મન. ૩

ભક્તિ પ્રભાવ લહ્યો નહિ પામર, હાલે જેમ હરાયોરે;
સતસંગતિ સાધી નહિ સીધી, પાપ કરી ન ધરાયોરે. મન. ૪

બાળપણું યૌવન વય જાતાં, આવી જરા ઝટ ભેટી રે;
બાજી માયાની હજી તેં તો, સાવધ થઈ ન સમેટી રે. મન. ૫

સેવીશ હજી પણ શરણું હરિનું, તાપ ત્રિવિધ હરિ હરશે રે;
બૂડતાને જ્યમ બેડો મળતાં, સેવક-સુત ત્યમ તરશે રે. મન. ૬

---

## પદ ૮૧.



મરાઠી ચાલની સાખી.

હરિ સમરણનું રટણ કરોજી, પરમાનંદ સુખકારી;
તાપ ત્રિવિધ શમાવે સ્હેજે, ભક્તિ શીતળ વારિ. હરિ. ૧

અનન્ય ભાવે હરિને ભજતાં, પ્રભુ દે પાર ઉતારી;
શ્રદ્ધાહીન થઇ કેમ સૂતો, આળસ અંતર ધારી? હરિ. ૨

જેમ સરિતા સાગર મળતાં, થાય પછી નવ ન્યારી;
ગતિ મતિ તેમ હરિજનકેરી, હરિપદમાં ઠરનારી. હરિ. ૩

સત્ય પદારથ શ્રીહરિ એકજ, છોટાલાલ વિચારી;
સ્વરૂપ વિષે સુરતિ દૃઢ ધારે, વિરલા જન અવતારી. હરિ. ૪

---

## પદ ૭૯.



"નાથ કૈસેં ગજકો બંધ છુડાયો" એ રાગ.

પ્રભુ તારા બાળકડા સામુ જોજે, એનાં આંસુડાં તાત તું લ્હોજે. પ્રભુ.
ધન વૈભવનો ઠાઠ ન માગું, માગું ન વર કાંઈ બીજો;
કરુણાસિંધુ કૃપા તારી માગું, નાથ અનાથના રીઝો. પ્રભુ.
સારું ખોટું શું સમજું ન પૂરું, અહિં તહિં આથડી દોડું;
તત્વ વસ્તુને તુચ્છ ગણીને, નેહ નિષિદ્ધમાં જોડું. પ્રભુ.
અવળે પંથ કહિ ચઢી જાઉં, પાછો વાળજો પ્રીતે;
ભૂલ્યાના ભોમિયા નાથ ન થાશો, શુભ મારું થાય શી રીતે? પ્રભુ.
ટેકા વિના કહીં ચાલી ન જાણું, ટેકો એકજ સાચો;
ટેકા બીજા બધા કામ ન આવે, ટેકો તમારો જો કાચો. પ્રભુ.
દુઃખ દાવાનળ ચોફેર ઘેરે, વ્હારની આશ તે વારે;
છોટાલાલની વિનતિ ન સુણશો, સંકટ કોણ નિવારે? પ્રભુ.

---

## પદ ૮૦.



"બિગરી કોન સુધારે." એ રાગ.

મન માયામાં લીન કરી તેં, વિશ્વેશ્વર વિસાર્યા રે; ટેક.
મોહ વિવશ મતિ જે જનકેરી, સત્યાસત્ય ન સમજેરે;
મૂકે મુખમાં વિષ લઈ વ્હાલે, વેગે અમૃત વરજે રે. મન. ૧
પ્રભુપદ પ્રીતિ કરી નથી ક્યારે, સ્વારથમાં લેવાયો રે;
પરમારથ અંતર નવ પ્રીછ્યું, નગુણો નર લેખાયો રે. મન. ૨

માયા કર્દમથી તુજ કાયા, રંગી મનમાં રાચ્યો રે;
કરણી પાતકની કરી શઠ નર, નટની પેઠે નાચ્યો રે. મન. ૩
ભક્તિ પ્રભાવ લહ્યો નહિ પામર, હાલે જેમ હરાયોરે;
સતસંગતિ સાધી નહિ સીધી, પાપ કરી ન ધરાયોરે. મન. ૪
બાળપણું યૌવન વય જાતાં, આવી જરા ઝટ ભેટી રે;
બાજી માયાની હજી તેંતો, સાવધ થઈ ન સમેટી રે. મન. ૫
સેવીશ હજી પણ શરણું હરિનું, તાપ ત્રિવિધ હરિ હરશેરે;
બૂડતાને જ્યમ બેડો મળતાં, સેવક-સુત ત્યમ તરશે રે. મન. ૬

---

## પદ ૮૧.



મરાઠી ચાલની સાખી.

હરિ સમરણનું રટણ કરોજી, પરમાનંદ સુખકારી;
તાપ ત્રિવિધ શમાવે સ્હેજે, ભક્તિ શીતળ વારિ. હરિ. ૧
અનન્ય ભાવે હરિને ભજતાં, પ્રભુ દે પાર ઉતારી;
શ્રદ્ધાહીન થઇ કેમ સૂતો, આળસ અંતર ધારી? હરિ. ૨
જેમ સરિતા સાગર મળતાં, થાય પછી નવ ન્યારી;
ગતિ મતિ તેમ હરિજનકેરી, હરિપદમાં ઠરનારી. હરિ. ૩
સત્ય પદારથ શ્રીહરિ એકજ, છોટાલાલ વિચારી;
સ્વરૂપ વિષે સુરતિ દૃઢ ધારે, વિરલા જન અવતારી. હરિ. ૪

---

## પદ ૮૨.



રાગ રામશ્રી.

જાગી જોને મૂઢ પ્રાણિયા, મમતા નચવે છે નાચ;
નીચો ઊંચો કરે તે તને, જંપ ક્યાંથી કહાય? જાગી. ૧
બાલ, કિશોર, યુવા વળી, વૃદ્ધપણું વહી જાય;
રંગ વિચિત્ર થતા જતા, કાળ ગતિ ના કળાય. જાગી. ૨
શુદ્ધ આચાર ન આચરે, જ્ઞાન ધ્યાને ન ભાવ;
કામ, ક્રોધ, મદ, લોભનો, અષ્ટ પ્રહર પ્રભાવ. જાગી. ૩
નિર્લજ્જ થૈ નિત્ય વર્તતો, કરતો અતિ ઉન્માદ;
ધરતો નથી ધ્યાન ધર્મમાં, આ તે કેવો પ્રમાદ! જાગી. ૪
જમપુરી જીવને લઈ જતાં, જમ મારે છે માર;
પુણ્ય કર્યાં હશે પ્રાણી જો, આવે આડાં એ વાર. જાગી. ૫
કથન સુણો છોટાલાલનું, શ્રેય હજી પણ થાય;
પાપ વારિ જો ફરી વળે, કોણ કરશે ત્યાં સ્હાય? જાગી. ૬

---

## પદ ૮૩.



"બિગરી કોન સુધારે." એ રાગ.

ઘટ ઘટ વ્યાપક વિશ્વંભર જે, તું નથી તેને જોતો રે;
અહિં તહિં ભમીને ભટકાં મારી, આવરદા નિજ ખોતો રે. ટેક.
વનિતા તજી ને વેશ ધર્યો તેં, ત્યાગ્યું સદન સમૂળું રે;
વનમાં જઈને વાસ વસીને, ફળાહાર કરી ફૂલું રે. ઘટ. ૧

તીર્થ સકળમાં નાહ્યો નેહે, ઉગ્ર કષ્ટ સહ્યાં અંગે રે;
રિપુ મનનો એકે નવ જીત્યો, જ્ઞાન ગ્રહી સત્સંગે રે. ઘટ. ૨
અંતર તીરથમાં હરિ બેઠા, તેશું પ્રીત ન જોડી રે;
તિમિર ઉપાધિ દૂર કરી નહિ, થાક્યો દોડી દોડી રે. ઘટ. ૩
પ્રભુપદ પંકજ રજનો મહિમા, લહ્યો ન પૂરણ પ્રેમે રે;
શુભ મતિ ગતિ સંપતનું તુજને, સુગમ થશે સુખ કેમે રે? ઘટ. ૪
નિજ ઘરમાં ધન દાટ્યું ભૂલી, બ્હાર ખોળતો ખંતે રે;
લાધે છોટાલાલ કહો ક્યમ? પસ્તાવાનું અંતે રે. ઘટ. ૫

---

## પદ ૮૪.



રાગ ધીરાના પદનો.

દુઃખ રૂપી જેવો રે, સંસાર સુખરૂપી વળી;
વિચારીને જોશો રે, ભેદ સાચો જાશો કળી. ટેક.
માન્યા મનોરથ સિદ્ધ થવાથી, અંતર થાય ઉલ્લાસ;
આશા ઊંધી વળતાં ઉરમાં, ખિન્નતા ખેદ નિવાસ;
જુઓ રંગ જૂદા રે, હર્ષ શોક ભેગા ભળી. દુઃખ. ૧
અમૃત સાથે વિષ મળ્યું છે, ચિત્ત ધરો એ ચિતાર;
અનુભવથી પછી આંકી જોજો, પ્રસર્યો એજ પ્રકાર;
સાચું જૂઠું ભેગું રે, જગત થયું તેનું મળી. દુઃખ.
માનત નહિ જો સુખ સમૂળું, માંડત નહિ ઘરબાર;
માતાપિતા પુત્ર નારી આદિની, માયા ન થાત લગાર;
પવન શીત સાથે રે, ઉષ્ણુતાની આંચ વળી.

સ્વારથ ને પરમારથ સાથે, આ દેહેજ સધાય;
લાભ અનુપમ એવો લેતાં, પ્રસન્ન પ્રભુજી થાય;
ભવ બાધા એ રીતે રે, જાશે જોતાં જોતાં ટળી. દુઃખ. ૪

માનવ દેહનો મહિમા અમૂલો, શાસ્ત્ર વદે છે સદાય;
કેવળ દુઃખમય દેહ જો માને, શી પેરે એમ વખણાય?
સુખ દુઃખનું જોડું રે, જેમ શ્વેત સાથે ગળી. દુઃખ. ૫

કટુ મધુનો સંગ્રહ સજીને, રચ્યો વિચિત્ર સંસાર;
લાભ હાનિના મિશ્રણ જેવું, અંતર ચિત્ર ઉતાર;
સારા સાર જોતાં રે, લાભ લેશો રૂડો રળી. દુઃખ. ૬

સત્યાસત્યના પંથ જુઓને, બાંધ્યા પડયા જગ માંહ્ય;
જેની જેવી મતિ હશે તેમ, વિચરે તણાયા ત્યાંય;
અજ્ઞાન અંધારું રે, જ્ઞાન જ્યોતી રહી પ્રજળી. દુઃખ. ૭

અનિત્ય નિત્યનો સંયોગ જોને, તન આત્મા નિર્ધાર;
અનિત્ય તજીને નિત્ય જો સેવે, તરી ઉતરે તું પાર;
બ્રહ્મમય સૌ ભાળે રે, મુક્તિ સેજે આવે મળી. દુઃખ. ૮

પ્રભુ સમક્ષ પેખીને પોતે, સેવે સદા સદાચાર;
સુખરૂપ તેનો સંસાર જાણો, વિમળ સકળ વ્યવહાર;
હરિજન હરિને વ્હાલા રે, હરિ શું જાશે હેતે હળી. દુઃખ. ૯

શરીર ધરીને સત્ય ન ધાર્યું, પ્રીછ્યું ન પ્રભુનું સ્વરૂપ;
સ્વપ્નાને સાચું કરી બેઠો, પડશે તે દુખને કૂપ;
છોટાલાલે ગાયું રે, પ્રભુ પાયે લળી લળી. દુઃખ. ૧૦

---

## પદ ૮૫.

સાત વાર.

દયાનિધિ દેવ દયા તારી માગું રે, એ ટેક.

સોમવારે સાચું સુખ આપો રે, કષ્ટ તન મનનાં પ્રભુ કાપોરે;
નીતિ ધર્મમાં મતિ મમ સ્થાપો. દયાનિધિ. ૧
સૌનું મંગળ મંગળવારે રે, પ્રાણી ચિત્તમાં પ્રેમે વિચારે રે;
બેડો પ્રભુ તેનો પાર ઉતારે. દયાનિધિ. ૨
બુધવારે બુદ્ધિ સુધારો રે, સત્વ ગુણ સંપત્તને વધારો રે;
વિભુ! વિનયની વાણી સ્વીકારો. દયાનિધિ. ૩
ગુરુવારે ગુરુજ્ઞાન સાચું રે, જગત્રાતાને વંદીને જાચું રે;
રોમ રોમ પ્રતિ તેથી રાચું. દયાનિધિ. ૪
શુક્રવારે શ્રીહરિ સત્ય સિંધુ રે, દીન જનના નિરંતર બંધુ રે;
વારવાર પ્રભુ તને વંદુ. દયાનિધિ. ૫
શનિવારે મતિ સ્થિર ધારી રે, સમરે વિશ્વંભરને વિચારી રે;
તાત તેને તું લે છે તારી. દયાનિધિ. ૬
રાગ દ્વેષ રવિવારે ત્યાગી રે, હરિ નામમાં લગની જો લાગી રે;
છોટાલાલ થશે ઉચ્ચ ભાગી. દયાનિધિ. ૭

## પદ ૮૬.

"બિગરી કૌન સુધારે" એ રાગ.

દીનદયાળા ભવભય ભંજન! હે સમરણ તુજ સેવા રે. ટેક.
તેજ પ્રતાપ પૂર્ણ રૂપરાશિ, સર્વ શિરોમણિ સ્વામી રે;
મંગળ મૂળ અમંગળહારી, નમું નમું પ્રભુ બહુ નામી રે. દીન. ૧

તારણ સઉના કારણુ સઉના, જ્ઞાન સ્વરૂપ સોહાવે રે;
સમરથ શીળ-દયા-ગુણુસાગર, ભાનુ કોટિ છબિ છાવે રે. દીન. ૨
તીર્થ તત્વમય ચરણુકમળ જળ, પાન કરે સદ્‌ભાગી રે;
મતિ ગતિ દેવ સરીખી પામે, ધન્ય પ્રભુ પદ રાગી રે. દીન. ૩
પ્રભુ પદ પંકજનો અતિ મહિમા, સુર મુનિવર મુખ ગાવે રે;
કિંકર છોટાલાલ ચરણુનો, ચરણુ નમે ભજી ભાવે રે? દીન. ૪

---

## પદ ૮૭.

"ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો." એ રાગ.

ભ્રમણામાં ભૂલ્યો તું પ્રાણિયા, શોધ્યો નહિ તત્વ સાર;
લપટાયો જૂઠ જંજાળમાં, પામે ક્યમ ભવ પાર? ભ્રમણામાં.
જોઇયે જળ સુરસરિતનું, વિચર્યો વાપીને કૂપ;
ગંગાજળ કેમ કરી મળે, નિર્મળ પાવન રૂપ? ભ્રમણામાં.
અંતરમાં તેં આદર્યું, જાવા બદરીકેદાર;
પંથ લીધો લંકપુરીતણો, અવળી મતિ એજ ધાર. ભ્રમણામાં.
શુકના સ્વર સુણવાતણો, ઉર ધાર્યો ઉમંગ;
પાળ્યો વાયસ પ્રીતથી, થાશે અભિલાષા ભંગ. ભ્રમણામાં.
ગુંજાનો પુંજ કરી કાપ, મનથી માને છે આગ;
તાપતાં તનથી હઠે નહિ, લેશ શીતનો ભાગ. ભ્રમણામાં.
હોય પડી નિજ કંઠમાં, મનોહર મણિમાળ;
ભ્રમમાં ભૂલી શોધ્યા કરે, કરી હાયવરાળ. ભ્રમણામાં.

નયન દીધાં તને નિરખવા, કરી હાથથી અંધ;
ગમન કરે પછી ગર્વથી, એવો અંધ ન અંધ. ભ્રમણામાં.
કુટિલપણામાં કટાઇને, સાધ્યો નવ સતસંગ;
મેલ મૂક્યા વિના કયમ કરી, રૂડો લાગશે રંગ? ભ્રમણામાં
અજરામર અવિનાશીનું, સુંદર શુદ્ધ સ્વરૂપ;
પામર જન કયમ પેખશે, પડી ભ્રાંતિને કૂપ? ભ્રમણામાં.
ભૂપ જાણે ભીખારી થયો, ભીખારી સ્વપ્ને ભૂપ;
જાગતાં ભૂલ તે ભાગશે, જોઈ નિજનું સ્વરૂપ. ભ્રમણામાં.
નિત્ય અનિત્યના ભેદને, પ્રીછે તજી અહમેવ;
સત્ય સ્વરૂપ છોટાલાલ તે, ઓળખે તતખેવ. ભ્રમણામાં.

---

## પદ ૮૮.

" બિગરી કોન સુધારે. " એ રાગ.

ભજન કરી લે ભાવે પ્રાણી, વદું તુજ હિતની વાણીરે. ટેક.
શીત કહો શી રીતે જીતે, રવિ પ્રકાશ જ્યાં રાજે રે?
ભક્ત થયો તેને ભય કોનો? સમર્થ હરિ શિર ગાજે રે. ભજન.
વિષયભોગને વિષ સમ સમજી, રુચિ ધરજે હરિ ચરણેરે;
અદ્ભુત સુખ જય તે જન પામ્યા, સુરતિ જેની હરિ શરણે રે. ભજન.
સત્સંગતિ ને ભક્તિસહિત જે, પ્રભુપદમાં અનુરાગી રે;
ધન્ય ધન્ય જીવન એ જનનું, માત તાત સદ્ભાગી રે. ભજન.
છોટાલાલ અલખ રૂપ પ્રભુનું, ચિતમાં ચિંતન કરશે રે;
ચોરાશીનો ફેરો તેનો, શ્રીહરિ સ્હેજે હરશે રે. ભજન.

---

તારણ સઉના કારણ સઉના, જ્ઞાન સ્વરૂપ સોહાવે રે;
સમરથ શીળ-દયા-ગુણસાગર, ભાનુ કોટિ છબિ છાવે રે. દીન. ૨
તીર્થ તત્વમય ચરણકમળ જળ, પાન કરે સદ્ભાગી રે;
મતિ ગતિ દેવ સરીખી પામે, ધન્ય પ્રભુ પદ રાગી રે. દીન. ૩
પ્રભુ પદ પંકજનો અતિ મહિમા, સુર મુનિવર મુખ ગાવે રે;
કિંકર છોટાલાલ ચરણનો, ચરણ નમે ભજી ભાવે રે? દીન. ૪

---

## પદ ૮૭.

"ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો." એ રાગ.

ભ્રમણામાં ભૂલ્યો તું પ્રાણિયા, શોધ્યો નહિ તત્વ સાર;
લપટાયો જૂઠ જંજાળમાં, પામે કયમ ભવ પાર? ભ્રમણામાં.
જોઇયે જળ સુરસરિતનું, વિચરયો વાપીને કૂપ;
ગંગાજળ કેમ કરી મળે, નિર્મળ પાવન રૂપ? ભ્રમણામાં.
અંતરમાં તેં આદર્યું, જાવા બદરીકેદાર;
પંથ લીધો લંકપુરીતણો, અવળી મતિ એજ ધાર. ભ્રમણામાં.
શુકના સ્વર સુણવાતણો, ઉર ધારયો ઉમંગ;
પાળ્યો વાયસ પ્રીતથી, થાશે અભિલાષા ભંગ. ભ્રમણામાં.
ગુંજાનો પુંજ કરી કાપ, મનથી માને છે આગ;
તાપતાં તનથી હઠે નહિ, લેશ શીતનો ભાગ. ભ્રમણામાં.
હોય પડી નિજ કંઠમાં, મનોહર મણિમાળ;
ભ્રમમાં ભૂલી શોધ્યા કરે, કરી હાયવરાળ. ભ્રમણામાં.

નયન દીધાં તને નિરખવા, કરી હાથથી બંધ;
ગમન કરે પછી ગર્વથી, એવો અંધ ન અંધ. ભ્રમણામાં.
કુટિલપણામાં કટાઇને, સાધ્યો નવ સતસંગ;
મેલ મૂક્યા વિના ક્યમ કરી, રૂડો લાગશે રંગ ? ભ્રમણામાં
અજરામર અવિનાશીનું, સુંદર શુદ્ધ સ્વરૂપ;
પામર જન ક્યમ પેખશે, પડી ભ્રાંતિને કૂપ ? ભ્રમણામાં.
ભૂપ જાણે ભીખારી થયો, ભીખારી સ્વપ્ને ભૂપ;
જાગતાં ભૂલ તે ભાગશે, જોઈ નિજનું સ્વરૂપ. ભ્રમણામાં.
નિત્ય અનિત્યના ભેદને, પ્રીછે તજી અહમેવ;
સત્ય સ્વરૂપ છોટાલાલ તે, ઓળખે તતખેવ. ભ્રમણામાં.

---

## પદ ૮૮.

" બિગરી કૌન સુધારે. " એ રાગ.

ભજન કરી લે ભાવે પ્રાણી, વદું તુજ હિતની વાણીરે. ટેક.
શીત કહો શી રીતે જીતે, રવિ પ્રકાશ જ્યાં રાજે રે ?
ભક્ત થયો તેને ભય કોનો ? સમર્થ હરિ શિર ગાજે રે. ભજન.
વિષયભોગને વિષ સમ સમજી, રુચિ ધરજે હરિ ચરણેરે;
અદ્ભુત સુખ જય તે જન પામ્યા, સુરતિ જેની હરિ શરણે રે. ભજન.
સત્સંગતિ ને ભક્તિસહિત જે, પ્રભુપદમાં અનુરાગી રે;
ધન્ય ધન્ય જીવન એ જનનું, માત તાત સદ્ભાગી રે. ભજન.
છોટાલાલ અલખ રૂપ પ્રભુનું, ચિતમાં ચિંતન કરશે રે;
ચોરાશીનો ફેરો તેનો, શ્રીહરિ સ્હેજે હરશે રે. ભજન.

---

## પદ ૮૯.



" ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો " એ રાગ.

સતત મને સંભાળજે, રક્ષક વિશ્વના નાથ !
ભવપંથ સાથ રહી સદા, નાથ ઝાલ તું હાથ. સતત. ૧
જીવ અસંખ્યને જાળવે, પાળે પોષે તું તાત;
વિઘ્ન વિદારી તેહનાં, દે છે સુખ દિન રાત. સતત. ૨
કોટિ કોટિ બ્રહ્માંડની, રાખે તું સંભાળ;
રક્ષા છે ને પક્ષ દાસની, કરજો દેવ કૃપાળ. સતત. ૩
ખાંડે ઊઘાડે સુભટ શૂરા, અંગ રક્ષક હોય;
હાથ ન આડો દઇ શકે, નાથ રૂઠતાં કોય. સતત. ૪
શત્ર ઘેરી વળે સામટા, ધારે કરવા પ્રહાર;
વાળ ન વાંકો કરી શકે, સ્હાય સરજનહાર. સતત. ૫
તારી કૃપા હરિ હોય તો, દીનબંધુ દયાળ;
શીતળ થાયે સ્હેજમાં, ઉષ્ણુ વાયુની ઝાળ. સતત. ૬
અમિત બલિષ્ઠજ એહ છે, જેને પ્રભુની છે ન્હાર;
બીજા બલિષ્ઠ તો બાપડા, નિરુપાય અપાર. સતત. ૭
વિકટ વેરાનમાં એકલો, ચાલ્યો ધ્રુવજી બાળ;
ત્રિભુવન તાતનું જતન જ્યાં, હારી બેસશે કાળ. સતત. ૮
ગ્રાહથી ગજ મૂકાવિયો, સુણી દીન પ્રલાપ;
શ્રી હરિ છોટાલાલના, બેલી એકજ આપ. સતત. ૯

## પદ ૯૦.



" જનુની જીવો ગોપીચંદની " એ રાગ.

પંખી બેઠું તન પિંજરે, મોહ્યું માયામાં ત્યાંયજી,
ઉડવાનું ભાન ભૂલી ગયું, સવળું સૂઝે ન ક્યાંયજી? ટેક.
પકડાયું મોહની જાળમાં, ફાળ કેમ ભરાયજી?
આઘું પાછું જરા ઊડતાં, જીવ પાછો તણાયજી. પંખી. ૧
વળગ્યું વ્યસન જેમ વ્યસનીને, મૂક્યું કયમ તે મૂકાયજી;
જીવડો ઝલાયો જંજાળમાં, છૂટો કયમ કરી થાયજી? પંખી. ૨
પકડી જશે કાળ ક્રૂર જ્યાં, વ્હાર નહિ ત્યાં લગારજી;
પિંજરું તારું પડ્યું રહે, નિશ્ચે નાશ થનારજી. પંખી. ૩
એટલેથી નથી છૂટવું, ભૂંડું ભ્રમણ અપારજી;
રામ સેવક સુત ચેતજે, ભાગે ભયના ભણકારજી. પંખી. ૪

---

## પદ ૯૧.



" બિગરી કોન સુધારે નાથ બિન. " એ રાગ.

વિશ્વપતિ પ્રતિપાળ દયાળુ, રખવાળું તુજ સાચું રે;
ટાળી જગબંધન, જગવંદન, હરો મોહ મદ, રાચું રે. વિશ્વ૦
પ્રાણી સર્વના પ્રાણપતિ છો, કરુણાકર હિતકારી રે;
જાપ જપે જન તારા જે કો, જાય તરી ભવ-વારિ રે. વિશ્વ૦
ભવસંકટનો ભય ભાગીને, ભક્તિ નિરંતર ભરજો રે;
પુનિત ચરિત્ર કરાવી પ્રીતે, મતિ નિર્મળ મમ કરજો રે. વિશ્વ૦

આપ અનાદિ અનંત રૂપ છો, વિશ્વલીલા વિસ્તારી રે;
હરિ ભક્તનાં સંકટ હરવા, સ્હાય કરી સુખકારી રે. વિશ્વ૦
સચ્ચિદ્દઘન સુખસાગર સ્વામી, વ્યાપકને વળી ન્યારા રે;
વેદ વિધિ શંભુ ગુણ ગાવે, અશરણશરણ ઉદારા રે. વિશ્વ૦
વિશ્વપાળ વિભુ વિનય ધરીને, વંદન કરુ તુજ ચરણે રે;
છોટાલાલ હૃદયમાં રાજો, રહ્યો મમત તુજ શરણે રે. વિશ્વ૦

---

## પદ ૯૨.

### લાવણી.

" શ્રીકૃષ્ણકે દરશન કારણ આયે સદાશિવ ગોકુલમે. " એ રાગ.

જે લે પ્રભુ શરણ ચિત્ત ધારી, જગ જીત્યો એ તનધારી; ટેક.
અચેત નિદ્રામાંથી જાગી, રાગી રાગ નિવારી જી;
તત્ત્વ પદારથ સન્મુખ રહેજે, જોઈ ઝાઝવાં વારિ જી. જે.
જાણે છે તું આયુષની ગતિ, વીજતણી ઝબકારી જી;
જ્ઞાન દૃષ્ટિથી જોતાં જડશે, શિક્ષાહિત સુખકારી જી. જે.
અસ્થિર સાજ સકળ તું જોને, વારંવાર વિચારી જી;
હર્ષશોકની માયા જે તે, જડ મૂળથી જાનારી જી. જે.
સેવકરામ તનુજ એમ ભાખે, પ્રભુ મહિમા બલિહારી જી;
વારવાર શિર વંદન કરીને, જાઉં નામપર વારી જી. જે.

---

## પદ ૯૩.

રાગ ધોળ.

જે જે પ્રભુએ કરયું તે સાચું સહી, નિરખી નિરખી હરખિયે અંતર માંહિ,
રચના રચી વિધવિધની વખાણિયે, પ્રભુનો પ્રૌઢ પ્રતાપ પિછાણિયે.
ગાઇએ યશ જગદીશના સુવાણિયે, પ્રભુપદમાં પરમસુખ માણિયે;
દયાલીનતા અંતર આણિયે, એક ધર્મનો પંથ પ્રમાણિયે.
સરજનહારે જે જે સુખ આપિયાં, કષ્ટ જે જે સંકટ સમે કાપિયાં;
પાડ પૂર્ણ તેનો ચિત્ત ધારિયે, સત્ય બોલી શ્રીહરિને સંભારિયે.
પ્રભુ નામ પળે ન વીસારિયે, ષટ્ શત્રુનું સાલ નિવારિયે;
અહોરાત્ર અહંમતિ મારિયે. હિત સર્વનું ઉરમાં વિચારિયે.
જેને હરિશું રૂડો રંગ લાગિયો, જૂઠા જગના સ્વપ્નામાંથી જાગિયો;
એના ભાગ્યનો ભાણુ પ્રગટ થયો, છોટાલાલે એ લાભ પૂરણ લહ્યો.

---

## પદ ૯૪.

"હે જન પાલક ટાળક દુખનો, કુલ પૃથ્વીમાં એકલો" એ રાગ.

જીવિત એક દયાળુ જનનું, ધન આ જગમાં જાણજો; ટેક.
દયા વિના માનવી તું જાણ, માનવી પણ પત્થર પરમાણ;
જો ન ધરે તું કોઇની દાઝ, જો ન કરે પરમારથ કાજ;
કેમ રીઝે હરિ તુજથી આજ ? અરે દયા ઉર આણજો. જીવિત.
કોઈ ઉપર કરશો ઉપકાર, શ્રીહરિ તૂઠી કરશે વ્હાર;
વાવે તેવું ઊગે ધાન, સત્ય એજ સિદ્ધાંત નિદાન;
દયા સમું નથી બીજું દાન, વેદ વચન પરમાણજો. જીવિત.

આપે તેવું પામે નેટ, સાર ધર્મ સૌનો એ શ્રેષ્ઠ;
સાકરનો જો આપે સ્વાદ, પામે સાકરનો આહ્લાદ;
વાત સદા એ છે નિર્વાદ, એજ નીતિ નિર્માણ જો. જીવિત.
દયા હરિને વ્હાલી સત્ય, દયાતણી પ્રભુ પાળે પત્ય;
પેખો પૂર્ણ ધરી વિશ્વાસ, પ્રભુનો જ્યાં ત્યાં દયા પ્રકાશ;
છોટાલાલ દયાનો દાસ, એજ વિવેક વખાણ જો. જીવિત.

## પદ ૯૫.



" બિગરી કોન સુધારે. " એ રાગ.

ભેખ ધરયાથી લાભ ન મળશે, જો જન રામ ન ગાયા રે. ટેક.
લોભવિવશ થઈ ક્ષોભ વધાર્યો, વિષય વિષે લપટાયા રે;
કુસંગને કુમારગ પકડયો, ક્રોધ ભરી છે કાયા રે ભેખ.
પરધન પરદારા પર પ્રીતિ, ઠસોં ઠસોં ભર્ી મન માયા રે;
પૂજામાં પણ ઠાઠ દંભનો, મૃગજળમાં છે વ્હાયા રે. ભેખ.
ગુરુજ્ઞાનનો બોધ ગ્રહ્યો નહિ સતસંગની નવ છાયા રે;
ક્ષણ એકે હરિભજન ન કીધું, મદ મધુ પી હરખાયા રે. ભેખ.
છતી આંખ પણ અંધ થઇને, અધિક અધિક અથડાયા રે;
છોટાલાલ મૂરખ જન એવા, શોચ કરી સોસાયા રે. ભેખ.

## પદ ૯૬.

રાગ ઝીંઝોટી.

" નારાયણ નરસિંહ નરોત્તમ."—એ ઢાળ.

તુજ દર્શનનો ઉર અભિલાષી, નિશિવાસર પ્રભુ ધ્યાન ધરું. ટેક.
હરતાં ફરતાં, રમતાં જમતાં, અવકાશે પણ હરિ સમરું;
ક્રિયા નિરંતર અંતર મધ્યેં, અનુરાગી થઇ એજ કરું. તુજ.
વિશ્વવિધાતા ! વિશ્વનિયંતા ! ક્ષણ પણ મન તુજથી ન પરું;
પ્રસન્ન થઇને દર્શન દેજો, પામું જીવન તત્વ ખરું. તુજ.
પ્રભુ-પદ-પંકજમાં મન માણી, છોટાલાલ સદૈવ ઠરું;
પ્રેમરંગ પ્રભુ નેટ નિભાવો, પ્રેમાધીન થઇ એ ઉચરૂં. તુજ.

## પદ ૯૭.

" ક્યાં ગયો પેલો મોરલીવાળો." એ રાગ*

પ્રભુ તમે તો એક અમારા, ભક્ત ઘણા છે તમને રે;
પાળો સઉને પ્રીત કરીને, એમજ પ્રભુજી અમને રે. ટેક.
પ્રેમાલિંગન અંતર પૂરું, ચિત્ત ચરણમાં ચોટયું રે;
ભવ આખામાં ભમી ભમીને, પદપંકજ મેં ખોટયું રે. પ્રભુ.
શ્રીહરિ ત્યાંથી કરો ન અળગો, ઠીક થઇ ઠરી બેઠો રે;
યોગી મુનિને, મળવો મોંઘો, પામ્યો તેવો ભેટો રે. પ્રભુ.
જેમ મધુપ મોહ્યો પંકજમાં, હું મોહ્યો હરિ ચરણે રે;
રંગ રાખવો હાથ તમારે, પડયો તમારે શરણે રે. પ્રભુ.

*ઝીંઝોટી રાગમાં પણ ગવાય છે.

સેવક સુત મન મંદિર મધ્યે, સત્ય સ્વરૂપ પધરાવ્યું રે;
તન મનથી શુભ સેવા સજીને, સેવકનામ ધરાવ્યું રે. પ્રભુ.
પૂજન તારું અર્ચન તારૂં, વંદન રંજન તારૂં રે;
પ્રેમે ધ્યાન ધરૂં પ્રભુ તારૂં, કોટિ નિછાવર વારૂં રે. પ્રભુ.

## પદ ૯૮.



"નારાયણ નરસિંહ નરોત્તમ." એ રાગ.

દોષ ભર્યો પણ તારો હું છું, દોષ નિવારણ નાથ કરો;
કૃપાસિંધુ જગબંધુ સ્વામી, આરત મારી આપ હરો. ટેક.
તાપ ત્રિવિધિ તનમનના હરિને, સદૈવ સુખ શાન્તિજ ભરો;
કાલાવાલા સુણી કિંકરના, દયા દયાનિધિ આપ કરો. દોષ.
સબળ શિરોમણી સ્વામી સ્રષ્ટા, ક્ષમાતણો તુજ અખુટ ઝરો;
સ્હાય કરી શરણાગત કેરી, શિર ઉપર પ્રભુ હાથ ધરો. દોષ.
જળ જીવાડે જળજંતુને, જળનો મહિમા એજ ખરો;
સચરાચરના જીવન થઈને, સેવક સુત કરશો શું પરો? દોષ.

## પદ ૯૯.



"સુડલા સારી સોબત લાવે." એ રાગ.*

પ્રભુ પદમાં તું લીન થાજે, એના ગુણ સર્વદા ગાજે;
લાભ લેવાનો તારે આજે રે, નરતનની એજ નવાઈ. ૧
પરમારથમાં ધરી પ્રીતિ, લક્ષે રાખોને નિર્મળ નીતિ;

* સારંગ રાગમાં અને વણઝારાની રાહમાં પણ ગવાય છે.

પ્રભુના લાલતણી એ રીતિ રે, નરતનની એજ નવાઇ. ૨
આ દેહરત્ન તને આપ્યું, મૂલ જેનું જાય ન માપ્યું;
તને બુદ્ધિનું પૂતળું સ્થાપ્યું રે, નરતનની એજ નવાઈ. ૩
કાયા તારી કયાં છે ? પોતાની, જોતાં જોતાં વણસી જવાની;
તજી હુંપદ થાજે જ્ઞાની રે, નરતનની એજ નવાઇ. ૪
જગની રચના જો તું વિચારી, સાચી બાજી કઇ તેમાં તારી ?
ચેતી વાપર ચાતુરી સારી રે, નરતનની એજ નવાઇ. ૫
કાળ કાળનું કામ કરે છે, હર્ષ ગ્લાનિ હૃદયે ભરે છે;
જ્ઞાની સંત નિશ્ચિંત ફરે છે રે, નરતનની એજ નવાઇ. ૬
પ્રીતિ જગની પીતળસમ જાણો, પ્રીતિ કુંદન પ્રભુની પ્રમાણો;
હરિચરણે રાગજ આણો રે, નર તનની એજ નવાઇ. ૭
માયા મોહથકી પરવારી, વૃત્તિ વિશ્વંભરમાં ધારી;
ખરો એજ ખરો દેહધારીરે, નરતનની એજ નવાઇ. ૮
છોટાલાલે માપી લીધું પાણી, વિશ્વરૂપી ગાગર દીઠી કાણી;
એક બ્રહ્મમાં સર્વ સમાણીરે, નર તનની એજ નવાઇ. ૯

---

## પદ ૧૦૦.

"અલબેલીરે અંબે માત જોવાને જઇએ" એ રાગ *

જગદીશ્વર જગ–પ્રતિપાલ, સ્હાય સદા કરજો;
હું પાય પડી નમું નાથ, સુખ શાતા ભરજો. ટેક.
જનની જઠરમાં પોષ્યો પ્રાણી, રક્ષા કરી અપાર રે;
જન્મ્યા પછી પણ તુંજ જાળવે. ઉચરું શું ઉપકાર ? સ્હાય. ૧

---

* ધનાશ્રી રાગમાં ગવાય

એક ઉદાર તમારી રક્ષા, જીવતણો આધાર રે;
અવલંબન અળગું જો કરશો, કેમ તરું ભવપાર? સ્હાય. ૨
આરે આવ્યું નાવ છતાં પણ, હરિ ઇચ્છા વિપરીત રે;
અકસ્માત ક્યાંથીએ ઊપજી, થાંય ત્વરિત અનહિત. સ્હાય. ૩
કૃતઘ્ન જન મન એમ વિચારે, ધરી હું પદ શિર ભાર રે;
જાણે નિજ બળ કળથી પોતે, ભર્તા ભાગ્ય વખાર. સ્હાય. ૪
બળદ હલાવ્યા હાલે હુંથી, ગર્વ કરે એમ ગાડું રે;
જડની જડમતિને સૌ હસશે, વર્ણવી શું દેખાડું? સ્હાય. ૫
માત તાતના યત્નથી ઊછર્યો, બાળ ભૂલે ઉપકાર રે;
બુદ્ધિની બલિહારી કેવી? કરે પછી તુચ્છકાર. સ્હાય. ૬
આકર્ષણના ઉપકારી જે, ઉડુગણ ધરી અભિમાન રે;
સ્વતંત્રતાનો સોર મચાવે, ભૂલી વિવેકનું ભાન. સ્હાય. ૭
દુર્બળ દીનજ જીવ ભલેને, ભૂલવિષે ભરમાય રે;
બાંહ્ય ગ્રહો પ્રભુ દોષ વિસારી, તો ભવસિંધુ તરાય. સ્હાય. ૮
જગમાં જનની રહેણી કરણી, બુદ્ધિ કર્મ અનુસાર રે;
છાછર જળમાં ક્યાંથી ઊપજે, લહેરતણો લલકાર? સ્હાય. ૯
અંતર બાહ્ય કરી અનુભવને, છોટાલાલ વિચારે રે;
સર્વ શક્તિ અદ્ભુત પ્રભુની, વંદન વારેવારે. સ્હાય. ૧૦

---

## પદ ૧૦૧.

"અલબેલીરે અંબે માત જોવાને જઇએ." એ રાગ.

જીવ જો તું વિચારી આજ પડદો પડવાનો,
નથી ફરીથી તે કોઇ કાળ, ચક્ષુ ચડવાનો. ટેક.

નાટક સ્થાને નાટક રમશે, મળશે જોવા લોક રે;
પણ જાવે તેને જોવાનું, નાટક નામે ફોક. પડદો. ૧
પાત્ર હજારો લાખો કોટિ, ભજવે નિજ નિજ ભાગ રે;
ઊઠી જવું અધવચથી સૌને, કરી આ ભવનો ત્યાગ. પડદો. ૨
જોવું ને સુણવું નથી જોને, જીવ ગયો જે વાર રે;
એક વસ્તુ પણ સંગ ન ચાલે, ભરી પડી ભંડાર. પડદો. ૩
જે ઘર વસવા જીવ સકળને, ચણતર સઘળું કાચું રે;
સાચું તેમાં શું તેં જોયું, શું સમજી તું રાચું? પડદો. ૪
સગાં સહોદર ભેળાં આજે, કરતાં હોય કલોલ રે;
કાળ કરે છે ભંગ રંગનો, વાળી ભયંકર રોળ. પડદો. ૫
ગુણ જુએ નહિ રૂપ જુએ નહિ, વૃદ્ધ તરુણ નહિ બાળ રે;
માર મારનો ધંધો ધારી, બેઠો કાળ કરાળ. પડદો. ૬
આપ્યા લાખ ઉપાયો જોને, બુદ્ધિ બળના ખેલ રે;
પણ દીપક એ નિર્મૂળ થાશે, ખૂટે જેનું તેલ. પડદો. ૭
શોક હર્ષ નાટક ભૂમિના, તેવા જગના જાણ રે;
ભાર ઉપાડી ગર્વતણો પછી, દુખમાં સુખ શું માણ? પડદો. ૮
ઘડી બે ઘડીના હાટ સમો છે, ઠાઠ બધો માયાનો રે;
એજ ઘાટ ને ઠાઠ સર્વ છે, કાચો આ કાયાનો. પડદો. ૯
દેવાંશી, શૂરા ને દાતા, ક્યાં પાંડવ યદુકુળ રે?
સેવકરામ-તનુજ ઉર શોચે, પડદા પાછળ ધૂળ. પડદો. ૧૦



## પદ ૧૦૨.

રાગ બિહાગ.*

જગતપતિ માની લો મજરો. ટેક.

સત્ય ભાવથી સેવન કરું હું, દુઃખ દારિદ્રય હરો. જગતપતિ.
અશરણ-શરણ શરણ તુજ પડિયો, આશ્રય એક ખરો. જગતપતિ.
દુર્મતિ મારી દૂર કરીને, ભક્તિ સદૈવ ભરો. જગતપતિ.
પાર વિનાનાં પાપ છે મારાં, નવ કરો મુજને પરો. જગતપતિ.
વિજ્ઞપ્તિ સુત સેવકરામની, ધ્યાને શીઘ્ર ધરો. જગતપતિ.

## પદ ૧૦૩.

રાગ બિહાગ.*

પ્રભુ તુજ દર્શન દે સુખદાયી. ટેક.

દૃષ્ટિ અગોચર સમરથ સ્વામી, દૂર કરો દુઃખ ખાઈ. પ્રભુ.
જે જન પાન કરે અમૃત રસ, તાપ ટળે ત્રય ભાઈ. પ્રભુ.
સંદ મતિ મુજ હરિ હરી લેજો, દયા દયાનિધિ છાઈ. પ્રભુ.
અમળ અચળ જળ થળ સચરાચર, કેમ કળું પ્રભુતાઈ? પ્રભુ.
હે ! ત્રિભુવનપતિ ભવભય ત્રાતા, વ્હાર કરો ઝટ ધાઈ. પ્રભુ.
અભિલાષા તુજ દર્શનકેરી, મુજ મન માંહિ છવાઈ. પ્રભુ.
અલખ રૂપ પ્રભુ પાધરું કરજો, નયન રહ્યાં તરસાઈ. પ્રભુ.
છોટાલાલની શુધ પ્રભુ લેજો, કરી કૃપા વરદાઈ. પ્રભુ.

* ભૈરવી રાગમાં પણ ગવાય છે.

## પદ ૧૦૪.

રાગ બિહાગ.*

પ્રભુ તુજ વિણ કહો કોણ ઉગારે.? ટેક.

પંકથી પંક ન જાય કદાપિ, દુખિયા દુઃખ શું વિદારે? પ્રભુ.
રવિ વિણ રજની શી પેર નાસે, શશી નક્ષત્ર અપારે? પ્રભુ.
જગતબધું નારાયણરૂપે, શ્રુતિ સ્મૃતિ એજ ઉચ્ચારે. પ્રભુ.
વિરદ વિભુ વિશ્વ વિદિત તમારું, શરણાગતને તારે. પ્રભુ.
સગાં સહોદર સમુદાય આદિ, કર્મગતિ ન સુધારે. પ્રભુ.
આત્મહિત નવ સમજ્યો તેણે, ધૂળ ભરી દૃગ દ્વારે. પ્રભુ.
પ્રભુ સર્વજ્ઞ ચરાચર સ્વામી, અગણિત પાપ નિવારે. પ્રભુ.
છોટાલાલની વિનતી સુણજે, શરણ પડ્યો પ્રભુ તારે. પ્રભુ.

## પદ ૧૦૫.

રાગ બિહાગ.*

કર હંસા ભક્તિ સરોવર વાસ. ટેક.

નિર્મળ જળ ઉભરાઇ રહ્યું ત્યાં, પ્રેમ સરોજ વિકાસ. કર હંસા.
કપટ જાળનો ભય નહિ કિંચિત, અતિ અગાધ સુખરાશ. કર હંસા.
ન્યૂનાધિક સરવર નવ હોવે, સરખું દ્વાદશ માસ. કર હંસા.
તિમિરતણો ત્યાં અંશ ન એકે, દિનમણિ અમિત પ્રકાશ. કર હંસા.
કાગ કુતર્ક પ્રવેશ કરે નહિ, નહિ ત્યાં ષડ્રિપુ વાસ. કર હંસા.
સેવકસુત પ્રભુપદ અવલંબન, ભાગે ભવ–ભય–ત્રાસ. કર હંસા.

* ભેરવીમાં પણ ગવાશે.

## પદ ૧૦૬.

રાગ બિહાગ.*

પ્રભુ તમે જગદાધાર નિદાન. ટેક.
અભિમત દાતા, ભવભયત્રાતા, પાલક સર્વ સમાન. પ્રભુ. ૧
ધર્મી જનને સુખ સૌ આપો, હે જગજીવન પ્રાણ. પ્રભુ. ૨
અવિચળ પદ પ્રભુ ધ્રુવને દીધું, રાખ્યું પાંડવ માન. પ્રભુ. ૩
દીધી સુદામાને નવનિધિ, કીધું શુભ કલ્યાણ. પ્રભુ. ૪
સેવકસુત પર કૃપા કરીને, પ્રભુ દ્યો શુભ મતિ જ્ઞાન. પ્રભુ. ૫

## પદ ૧૦૭.

રાગ બિહાગ.*

આ તનડું જવાનું તું જાણ; ટેક.
આવાગમન આ ભવમાં થયું જે, રહ્યું ન તેનું પ્રમાણ. આ.
ભક્તિ ભૂધરની પ્રીતિ પ્રભુ શું, તેથી રહ્યો તું અજાણ. આ.
ભાર ભર્યો પાતકનો ભારે, બૂડશે તારું વહાણ. આ.
અવસાન કાળ પહોંચી વેળે જ્યાં, પડીશ પાછો દુઃખ ખાણ. આ.
બચવાની નહિ બારી તારે, એથી અધિક શી હાણ ? આ.
છોટાલાલ સ્વામિ શરણ ગ્રહી લે, શીખ સુણી નિર્વાણ. આ.

* ભેરવીમાં પણ ગવાશે.

## પદ ૧૦૮.

રાગ ભેરવ ત્રિતાલ +

તું ભજ મન ભવભયહારી ટેક.
પ્રણતપાલ જગજાલ-કાલ-હર, શ્રીહરિ જગદાધારી. તું.
કુમતિ કુસંગ કુચાલ કુપથ તજ, રજની ઘોર અંધારી;
કોટિ રવિ સમ અધિક તેજમય, ભજ શ્રીહરિ હિતકારી. તું.
ઇચ્છિતદાતા ત્રિભુવન ત્રાતા, દેશે પાપ નિવારી;
અંતરગતિ જાણે સઉ જીવની, વ્યાપક સર્વ વિહારી તું.
જનમન કર્મ કુટિલ દારુણ વન, લોભ મોહ વનચારી;
નામ પ્રતાપ અમાપ પ્રભુનો, દેશે વિઘ્ન વિદારી. તું.
ભાક્ત ભર વિનતી સુણો મારી, વિનવું વારંવારી.
સેવકસુત પ્રભુ આરત મોચન, તે તુજને લે તારી. તું.

## પદ ૧૦૯.

રાગ ભેરવ ત્રિતાલ.+

પ્રભુ નામ સ્મરણ મન ભાવે; ટેક.
સઉના કારણ તારણ સઉના, જ્ઞાનસ્વરૂપ સોહાવે. પ્રભુ.
સમરથ શીલ દયાગુણ સાગર, સૂર્ય કોટિ છબિ છાવે;
સકળ તીરથમય ચરણકમળ જળ, પાન કર્યે સુખ પાવે. પ્રભુ.

+ કાનરામાં પણ ગવાય છે.

જેના પદપંકજનો મહિમા, સુર નર મુનિવર ગાવે;
પાર જેહનો વેદ ન પામે, કવિ કોવિદ કયમ ફાવે ? પ્રભુ.
તુજ સમો પ્રભુ અન્ય ન ત્રાતા, ઉર નિશ્ચે એમ આવે;
સેવકરામ તનુજ પર તૂઠો, શોચ શમન ઝટ થાવે. પ્રભુ.

---

## પદ ૧૧૦.

રાગ ભેરવ.*

તું નિશદિન જપ હરિ નામ. ટેક.
જે નામે પત્થર પણ તરિયા, ગુણસાગર સુખધામ;
મહિમા અગમ ભણે શ્રુતિ જેનો, પુનિત પ્રભુનું નામ. તું.
જનની જનકસમ પાલક જીવના, જળ થળ નભ સઉ ઠામ;
દુખ દાવાનળ નામે નાસે, અદ્ભુત ઉપજે હામ. તું.
જે જન પ્રીતિ સહિત ગુણ ગાવે, ઘડી પલક ક્ષણ યામ;
આપ તરે ને તારે બહુને, મળે અચળ વિશ્રામ. તું.
નામ સમાન નથી કોઇ સાધન, પૂર્ણ મનોરથ કામ;
છોટાલાલ પ્રભુ નિત સમરો, ધન્ય જીવન અભિરામ. તું.

---

## પદ ૧૧૧.

રાગ ભેરવી.

જીવ તું ભ્રમમાં ભૂલી ફરે; ટેક.
લક્ષ ચોરાશીમાં તું આવે જાવે, પાતક પોઠ ભરે. જીવ.

---

* કાનરામાં પણ ગવાય છે.

હાયવરાળ અંતરમાં વ્યાપી, થિરતા ધરી ન ઠરે. જીવ.
પર ઉપકાર પ્રીછ્યો નહિ પ્રાણી, પરદુઃખ ઉર ન ધરે. જીવ.
પામર વૃત્તિ જો ન તજી તો, ભવ શી પેર તરે ? જીવ.
છોટાલાલ ઉર દૃઢતા ધારી, ભક્તિ હૃદયે ભરે. જીવ.

## પદ ૧૧૨.

રાગ ભૈરવી.

પ્રણુતપાલ પ્રભુ ! કૃપાનિધાન. ટેક.
ત્રિભુવન ત્રાતા તું પિતુ માતા, ભર્ત્તા સર્વ સમાન. પ્રણુત.
ભક્ત ભીડભંજન સુખ દાતા, ભક્ત વત્સલ ભગવાન. પ્રણુત.
મનોભાવના ભક્તની પૂરો, આપી અમૃત પાન. પ્રણુત.
પૂર્ણ પ્રતીતિ વર્સો હરિ ચરણે, એજ ખરૂં ગૂઢ જ્ઞાન. પ્રણુત.
સકલ ઉપાધિ નિવૃત્ત થાતાં, જીવને શિવ એક સ્થાન. પ્રણુત.
ભેદ ભાવનું નામ પછી નહિ, વ્યાપ્યું જ્યાં વિજ્ઞાન. પ્રણુત.
મેરુ ચળે પણ ચિત્ત ચળે નહિ, લાગ્યું પ્રભુ શું તાન. પ્રણુત.
સેવક સુત ચિત હરિ પદપંકજ, ધારે નિશદિન ધ્યાન. પ્રણુત.

## પદ ૧૧૩.

રાગ ભૈરવી.

જાગી જોને જીવ તું આ ભવ જામની; ટેક.
સત્યતણી જો શોધ કરે નહિ, કાયા ધરી શા કામની ? જાગી.
સ્નેહ જગતનો જન મન ધારો, જેવી ચપળ ઘન દામની. જાગી.
કામ-ક્રોધાદિક લાગ તકાવી, લૂંટે પુરી નીતિ નામની. જા.

એક આશરો આશ તમારી, અવર કોણ મુજ સ્હાયી?
જેની જેવી કરણી તેનો, ફળદાતા તું ન્યાયી. પ્રભુ. ૧
સકળ ચરાચર કર્ત્તા કેવળ, ગહન કૃતિ ચતુરાઈ;
સ્હાય કરી પ્રલ્હાદ સુન્ધવા, અદભુત ગતિ દરશાઈ. પ્રભુ. ૨
કૃપા કટાક્ષ તમારાં થાતાં, નવે નિધિ સમુદાયી;
છોટાલાલ પ્રભુ તુજ કૃતિમાં, અદ્‌ભુત લીલા સમાઈ. પ્રભુ. ૩

## પદ ૧૧૯.

રાગ મલ્હાર.

એકજ મુજ રખવાળ, પ્રભુ તું એકજ મુજ રખવાળ. ટેક.
શરણાગત શિશુ જાણી તમારો, શ્રીહરિ લ્યો સંભાળ. પ્રભુ. ૧
દીન દયાળા, જગપ્રતિપાળા, કરુણા કરો કૃપાળ. પ્રભુ. ૨
મનથી છે મેં મૂકી દીધી, જૂઠી આ જંજાળ. પ્રભુ. ૩
વિશ્વાધારા! તમ આધારે, બાળ તરે તત્કાળ. પ્રભુ. ૪
તનુજ કદી રીસાયે તમશું, આપ ન થશો રીસાળ. પ્રભુ. ૫
હઠ નથી કરવી હરિ તમ સાથે, અંતર્યામી દયાળ. પ્રભુ. ૬
આશ્રય પદ એક ધાર્યું તમારું, પ્રણત જન પ્રતિપાળ. પ્રભુ. ૭
છોટાલાલ ઉરમાં ફરી રહી છે, પુનિત પ્રભુની માળ. પ્રભુ. ૮

## પદ ૧૨૦.

રાગ સોરઠ મલાર ત્રિતાલ.

ભવજળ સિંધુ ક્યમ કરી ઉતરશું પાર? ટેક.

માયા મેઘ ચોફેર ચઢયો છે, ભયો ઘોર અંધાર;
વાયુ વાયે વેગે વસમો, ઊઠળે ઉલ્લોલ અપાર. ભવજળ. ૧
પારવિનાનું દુઃખ આ પળમાં, સુણજો નાથ પોકાર;
અવર ઉપાય ન તરવાકેરો, નાથ કરો મુજ વ્હાર. ભવજળ. ૨
છોટલાલને બૂડતો તારો, આપી નૌકા સાર;
જન્મોજન્મ હું ઉપકૃત તારો, દાસ છું દેવાદાર. ભવજળ. ૩

---

## પદ ૧૨૧.

રાગ સોરઠ મલાર.

મૂરખ મન મમતા મેલ પરી. ટેક.
આંખ ઊઘાડી જોઈશ તું જો, વાત લહીશ ખરી. મૂરખ. ૧
તન આ તારું સંગ ન ચાલે, ભેગું ન થાશે ફરી. મૂરખ. ૨
તેડું આવે પાછું ફરે નહિ, ભૂલીશ નહિ તું જરી. મૂરખ. ૩
પ્રતિદિન જાયે વય તુજ વીત્યું, સમર્યા ન સ્વપ્ને હરિ. મૂરખ. ૪
કાલ કરાલની ધાડ ભયંકર, લેશે પ્રાણ હરી. મૂરખ. ૫
કરણી રૂડી જો તું કરીશ તો, જઈશ ભવાબ્ધિ તરી. મૂરખ. ૬
વાણી સુણી આ છોટાલાલની, લે દૃઢ ધ્યાન ધરી. મૂરખ. ૭

---

## પદ ૧૨૨.

રાગ બિહાગ.

પ્રભુ સમરણ છે સદા સુખદાયી. ટેક.
આ જગજાલથી મુક્ત થવાનો, અન્ય ઉપાય ન કાંઇ. પ્રભુ.

ધ્રુવ પ્રલ્હાદ અંબરીષ મુનિ નારદ, સનકાદિક સમુદાયી. પ્રભુ.
પ્રભુ નામ રસપાન કરીને, પામ્યા પદ સુખદાયી. પ્રભુ.
કવિવર વાલ્મીક અવર મુનિવર, નામ જપે ગુણ ગાઇ. પ્રભુ.
જ્ઞાન ગુણ સુખ સન્મતિ પામી, ઉતરો ભવદુઃખ ખાઈ. પ્રભુ.
હજી પણ જાઓ જો નિજ હિતને, છોડો આશ પરાઇ. પ્રભુ.
છોટાલાલ વદે તુજ મન પ્રભુ, રાખો ચરણમાં સ્થાયી. પ્રભુ.

## પદ ૧૨૩.

રાગ બિહાગ.

સજ મન હરિ સમરણ સુખદાયી. ટેક.
પાતક પુંજ સરવ બળી જાવે, કલેશ ટળે દુઃખ દાઇ. સજ.
અધમ અજામિલ આદિ તર્યા બહુ, શ્રીહરિ શરણે ધાઇ. સજ.
ભક્તજનો જે પાર ઊતરિયા, ધન્ય કહે સઉ ભાઈ. સજ.
સકલ વિભૂતિ પ્રભાવ પ્રભુનો, શેષ શકે નવ ગાઈ. સજ.
મહિમા અગમ પાર કો પામે ? અલખ રૂપ પ્રભુતાઈ. સજ.
કલ્પતરુ કલ્યાણ જ ઇચ્છી, ભજનની સજ સરસાઇ. સજ.
છોટાલાલ પ્રભુ શરણ ગ્રહી લે, એ નરતનની નવાઇ. સજ.

## પદ ૧૨૪.

રાગ બિહાગ.

હરિ હું તુજ ચરણકમલ અનુરાગી. ટેક.
નવ ઇચ્છું ધન ધામ વિભવ સુખ, નહિ સુરપતિ પદ રાગી. હરિ.

કરજે દયા તું, દયા ઉર ઇચ્છું, હરજે દુઃખ ભાડ ભાગી. હરિ.
જન અગણિત પ્રભુ પાવન કીધા, મૂકો મન નવ ત્યાગી. હરિ.
તું પ્રભુ માતપિતા જગબંધુ, વંદું કૃપા તુજ માગી. હરિ.
છોટાલાલ મન મધુપ પિયે રસ, લગની એક જ લાગી. હરિ.

## પદ ૧૨૫.

રાગ બિહાગ.

આપ મારો હાથ ગ્રહો ભગવાન. ટેક.
ભૂંડી કુમતિ કદીએ પ્રભુ નવ દેશો, રૂડું રખાવોને ધ્યાન. આપ.
અવલંબન એક ઉરમાં તારું, ધારું હું નાથ નિદાન. આપ.
પદ-પંકજ હું પ્રતિદિન સેવી, કરું ચરણામૃત પાન. આપ.
યાચના કરું તો એક જ તારી, અંતર એ અભિમાન. આપ.
છોટાલાલનો ટેક નિભાવો, ઇચ્છે એ વરદાન. આપ.

## પદ ૧૨૬.

રાગ ભૈરવી.

તું પ્રભુ ભજ વારંવાર. ટેક.
વિષય પરહરી સુમતિ ધારી, કુટિલ કર્મ નિવાર. તું. ૧
સિદ્ધ મુનિવર પ્રભુપદ સેવી, વંદે વારંવાર. તું. ૨
મહિમા વેદ પુરાણ વખાણે, કોણ લહે લવ પાર? તું. ૩
શેષ શારદા ગુણ ગણ ગાવે, સમરી નામ નિર્ધાર. તું. ૪
છોટાલાલની અલ્પમતિ ગતિ, શું સમજે તે સાર? તું. ૫

## પદ ૧૨૭.



રાગ ભૈરવ.

હરિવિણ અવર ન આવે કામ. ટેક.
શું રે થયું કહો ગજ હય પામ્યો, સુરપતિ સરખું ધામ? હરિ.
શું રે થયું ગુરુતા ગુણ પામ્યો, વૈભવ આઠે જામ? હરિ.
જૂઠામાં જન શું જગ જીત્યો, જો ન રટયું હરિનામ? હરિ.
ભેખ ધરયો પણ ભેદ ન પામ્યો, શું સુધરે પરિણામ? હરિ.
છોટાલાલ જીવિત ફળ એ છે, ઓળખી આત્મારામ. હરિ.

## પદ ૧૨૮.



રાગ ભૈરવ.

નરતન પામી નર શું કમાયો? ટેક.
કરણી રૂડી કરી નવ જાણી, હરિરસ તેં ન પીવાયો. નરતન.
પાપ અમાપ કરયાં તેં પ્રાણી, જન્મ રહ્યો રઘવાયો. નરતન.
અનાથ જનને અતિશય દૂભ્યાં, પ્રપંચ પંથ ફસાયો. નરતન.
જગમાં મિથ્યા જન્મ જ લીધો, જીવન સાર ન પાયો. નરતન.
છોટાલાલ હજી હરિ ભજી લે, વૃથા પછી પસતાયો. નરતન.

## પદ ૧૨૯.

રાગ ભેરવ. *

મન તેં ન વિચાર્યું તારું. ટેક.

કોટિ શીખામણ કાન ધરી નહિ, ઊંધડે કયમ હિત ખારું? મન.
વશ તારે પડી દુઃખ બહુ દીઠું, ક્યાં જઇ વાત ઉચારૂં? મન.
ઊંચ નીચ ઘર ભટકાં મારે, કિયા લાભ સુખ સારું? મન.
મૃગજળ શીતળ જળ સમ લેખે, તુજને કેમ સુધારું? મન.
નિકટ પડ્યું આતમહિત અમૃત, તે તું લહે મૂઢ ખારું? મન.
હજી પણ સૂઝ પડે નહિ તુજને, શુભ શી રીત થનારું? મન.
છોટાલાલ ઉર સાર સમજીને, વીનવી વીનવી વારું. મન.

## પદ ૧૩૦.

રાગ ભેરવ. *

કૃપાનિધિ વૃષ્ટિ કૃપાની કરો. ટેક.

તુજ કૃપાવિણ હિત નવ હોવે, પ્રપંચ ન નાસે પરો. કૃપાનિધિ.
મલિન મુકુરથી મુખ નવ દીસે, સન્મુખ જો તે ધરો. કૃપાનિધિ.
અંતર બેઠા હરિ નવ દેખું, માયા પડદો ખરો. કૃપાનિધિ.
વિવિધ વિકારો મનના ધોવા, કૃપા પ્રવાહ ભરો. કૃપાનિધિ.
જગતપતિ હિત શુભમતિ દાતા, આશા પૂર્ણ કરો. કૃપાનિધિ.
છોટાલાલનો સ્વામી સાચો, અમૃતનો તું ઝરો. કૃપાનિધિ.

* આશાવરીમાં પણ ગવાય છે.

## પદ ૧૩૧.

રાગ ધનાશ્રી.

ધરણી ધરનું ધ્યાન, ધર તું ધરણી ધરનું ધ્યાન. ટેક.
વાદળ દળ મદ મોહ મમતમાં, ભૂલ્યો પ્રભુનું ભાન. ધર તું.
મૃત્તિકાની કાયામાં મોહ્યો, મૂઢ ધરી અભિમાન. ધર તું.
નિર્મળ તન મનથી થા તત્પર, ભરવા ભક્તિ જ્ઞાન. ધર તું.
કામ કઠિણ નથી નામ રટણનું, તરવા નાવ નિદાન. ધર તું.
અસાર આ સંસારે સત્યજ, પ્રભુ પદ પરમ પ્રધાન. ધર તું.
વિશ્વપતિમાં મતિ રતિ રાખી, કર અમૃત રસ પાન. ધર તું.
સ્વપ્ને પણ સંકટ નવ આપે, ભક્તાધીન ભગવાન. ધર તું.
સેવકરામ તનુજ મન માને, સત્ય પ્રભુ ગુણ ગાન. ધર તું.

---

## પદ ૧૩૨.

શરદ રેંન ઝુક રહી બનમેં, ત્યાં મોરલી અધર ધરી ધરી. એ રાગ.

શરણું હરિ ચરણનું સજજે, મમતા મેલ પરી પરી;
ભયકારી જે ભવસાગર તે, જાઇશ સ્હેજ તરી તરી. ટેક.
વાયુ વહ્નિ જળ આદિમાં, વ્યાપક એક હરિ હરિ;
અક્ષર આદ્ય અતીત અગોચર, જપજે ચિત્ત ધરી ધરી. શરણું.
પોષણ જીવ સકળનું કરવા, રચના રમ્ય કરી કરી;
ચમત્કૃતિ એ ગહન-ગતિની, અકલિત છેક ઠરી ઠરી. શરણું.

ઋષિમુનિ શુકસનકાદિક કેરી, મતિ ચાલી ન જરી જરી.
વાણી વેદ પુરાણ વદે છે, નેતિ નેતિ ફરી ફરી. શરણું.
છળ બળ છેટાં છાંડી દેજે, લેજે ભક્તિ ભરી ભરી.
મોહજાળ માયા ઘાંટીમાં, ડગલાં દે તું ડરી ડરી. શરણું.
સચરાચરનું શરણું સાચું, રાચું સ્નેહ ધરી ધરી;
છોટાલાલ ઉરે દઢ ધારે, તુજ આધાર હરિ હરિ. શરણું.

---

## પદ ૧૩૩.

રાગ ધનાશ્રી ખ્યાલ.

બજન લાગી બંશી શ્યામકી. એ રાગ.
હરિ ભજન કરો ઉર ભાવ ધરી, એ ટેક.

પરમાત્માએ પ્રસન્ન થઇને, ઉત્તમ આ અવતાર દઇને;
બુદ્ધિનું બળ અધિક વધાર્યું, શરણાગતની સાહ્ય ખરી. હરિ.
મનની વૃત્તિ કૃતિ પણ જે જે, જાણે સચરાચર પ્રભુ તે તે;
સ્મરણ કરોને શુદ્ધ ભાવથી, જાશો સાગર સદ્ય તરી. હરિ.
મંગળ ભક્તિ નિર્મળ મનની, ભક્તતણી ભગવતને ભાવે;
લાભ અમૂલ્ય એહ લેવાનો, સમય ન આવે સ્હેજ ફરી. હરિ.
ભલું થશે ભવગત ભજવાથી, તાપ ત્રિવિધિ ટળશે તનમનના;
આરત હરશે અંતરયામી, ભક્તતણી દુખ-દાઝ ધરી. હરિ.
શરણું જેને શ્રીહરિ કેરૂં, તેને કાળતણી શી ભીતિ?
મોક્ષતણો મારગ એ સુલ્લભ, ભક્તિ ભાથું લ્યોજ ભરી. હ

વિશ્વપતિ વિશ્વંભર વ્યાપક, પ્રણતપાળ રખવાળ વિશ્વના;
છોટાલાલ વિનયથી વિનવે, બાંહ્ય ગ્રહીલ્યો આપ હરિ. હરિ.

---

## પદ ૧૩૪.

રાગ ઝીંઝોટી.*

સચ્ચિદ્‌ઘન પ્રભુ સંકટ હારી, સચરાચર સ્વામી સુખકારી. એ ટેક.
પાલન કીધું ધ્રુવ પ્રહ્‌લાદનું, વિકટ વને સુખ અધિક પ્રસારી;
લઘુવયમાં ભક્તિ દૃઢ રોપી, અંતરપટ અજ્ઞાન વિદારી. સ.
નરસિંહ મ્હેતો ભક્ત શિરોમણિ, મીરાંની ભક્તિ દૃઢ ધારી;
શલ્યા ટાળી અહલ્યા કીધી, લીધો ગ્રાહથી ગજ ઉગારી. સ.
પાંચાળીનાં પટકૂળ પૂર્યાં, પરમાત્મા છો જગદુદ્ધારી;
નિર્ગુણ સગુણ સ્વરૂપે સેવે, ઋષિ મુનિ સનકાદિક નરનારી. સ.
ભવ ભય ભંજન પાતક ગંજન, આપ કૃતિની અતિ બલિહારી;
શરણાગતની સાહ્ય કરોછો, ધન્ય અકળગતિ હરિ તુજ ન્યારી. સ.
અધમોદ્ધારણ અંતરયામી, ભક્ત અનેક લીધા પ્રભુ તારી;
કિંકર પર કરૂણા ત્યમ કરજો, બાંહ્ય ગ્રહ્યાની લાજ તમારી. સ.
ક્લા વાલા સુણી સેવકના, જેવો તેવો ભક્ત વિચારી;
માતતાત છો આપજ એકજ, આરત હરજો જગદાધારી. સ.
રક્ષા કરજો સતત સુપેરે, ભરજો ભક્તિ તાપ નિવારી;
વિશ્વપતિ વિનતિ તમ પાસે, છોટાલાલે આજ ઉચારી. સ.

---

* સિંહાના કાનરામાં તથા પીલુમાં પણ ગવાય છે.

## પદ ૧૩૫.



આરતી.

જય જગદાધારા, જય જગદાધારા !
પૂજ્ય પિતા પ્રભુ મારા, ગાઉં ગુણ તારા. જયદેવ જયદેવ. ટેક.
આરત બંધુ આપ, આરત મુંજ હરજો;
સ્વામી સચરાચરના, સુખશાતા ભરજો. જયદેવ જયદેવ. ૧
જગદુદ્ધારણ નાથ, દુખ ભંજન દેવા;
નિશદિન જપી તુજ જાપો, સજું તારી સેવા. જયદેવ જયદેવ. ૨
આદિ અનાદિ આપ, અકળ ગતિ ન્યારી;
વેદ વિરંચિ ન જાણે, પ્રભુ પ્રભુતા તારી. જયદેવ જયદેવ. ૩
પૂરણ પ્રભુ દયાળ, સુખ સાગર ભરતા;
શરણાગતને તારો, તાપ ત્રિવિધ હરતા. જયદેવ જયદેવ. ૪
સબળ તમારી સ્હાય, જગત્રાતા જાણું;
બળહીન નિશ્ચે બીજી, ઉરમધ્યે આણું. જયદેવ જયદેવ. ૫
સેવક નંદન નાથ, હાથ ગ્રહી તારો;
અવિનાશી અંતર્ગત, વિનતિ ઉર ધારો. જયદેવ જયદેવ. ૬





વિશ્વપતિ વિશ્વંભર વ્યાપક, પ્રણતપાળ રખવાળ વિશ્વના;
છોટાલાલ વિનયથી વિનવે, બાંહ્ય ગ્રહીલ્યો આપ હરિ. હરિ.



## પદ ૧૩૪.

—•—:—•—

રાગ ઝીંઝોટી.*

સચ્ચિદ્ઘન પ્રભુ સંકટ હારી, સચરાચર સ્વામી સુખકારી. એ ટેક.
પાલન કીધું ધ્રુવ પ્રહ્લાદનું, વિકટ વને સુખ અધિક પ્રસારી;
લઘુવયમાં ભક્તિ દૃઢ રોપી, અંતરપટ અજ્ઞાન વિદારી. સ.
નરસિંહ મ્હેતો ભક્ત શિરોમણિ, મીરાંની ભક્તિ દૃઢ ધારી;
શલ્યા ટાળી અહલ્યા કીધી, લીધો ગ્રાહથી ગજ ઉગારી. સ.
પાંચાળીનાં પટકૂળ પૂર્યાં, પરમાત્મા છો જગદુદ્ધારી;
નિર્ગુણ સગુણ સ્વરૂપે સેવે, ઋષિ મુનિ સનકાદિક નરનારી. સ.
ભવ ભય ભંજન પાતક ગંજન, આપ કૃતિની અતિ બલિહારી;
શરણાગતની સાહ્ય કરોછો, ધન્ય અકળગતિ હરિ તુજ ન્યારી. સ.
અધમોદ્ધારણ અંતરયામી, ભક્ત અનેક લીધા પ્રભુ તારી;
કિંકર પર કરુણા ત્યમ કરજો, બાંહ્ય ગ્રહ્યાની લાજ તમારી. સ.
કાલા વાલા સુણી સેવકના, જેવો તેવો ભક્ત વિચારી;
માતતાત છો આપજ એકજ, આરત હરજો જગદાધારી. સ.
રક્ષા કરજો સતત સુપેરે, ભરજો ભક્તિ તાપ નિવારી;
વિશ્વપતિ વિનતિ તમ પાસે, છોટાલાલે આજ ઉચારી. સ.

---

* સિંહાના કાનરામાં તથા પીલુમાં પણ ગવાય છે.

## પદ ૧૩૫.



આરતી.

જય જગદાધારા, જય જગદાધારા !
પૂજ્ય પિતા પ્રભુ મારા, ગાઉં ગુણ તારા. જયદેવ જયદેવ. ટેક.
આરત બંધુ આપ, આરત મુંજ હરજો;
સ્વામી સચરાચરના, સુખશાતા ભરજો. જયદેવ જયદેવ. ૧
જગદુદ્ધારણ નાથ, દુખ ભંજન દેવા;
નિશદિન જપી તુજ જાપો, સજું તારી સેવા. જયદેવ જયદેવ. ૨
આદિ અનાદિ આપ, અકળ ગતિ ન્યારી;
વેદ વિરંચિ ન જાણે, પ્રભુ પ્રભુતા તારી. જયદેવ જયદેવ. ૩
પૂરણ પ્રભુ દયાળ, સુખ સાગર ભરતા;
શરણાગતને તારો, તાપ ત્રિવિધ હરતા. જયદેવ જયદેવ. ૪
સબળ તમારી સ્હાય, જગત્રાતા જાણું;
બળહીન નિશ્ચે બીજી, ઉરમધ્યે આણું. જયદેવ જયદેવ. ૫
સેવક નંદન નાથ, હાથ ગ્રહી તારો;
અવિનાશી અંતર્ગત, વિનતિ ઉર ધારો. જયદેવ જયદેવ. ૬





# દર વખતે ૫૩૦૦ પુસ્તકમાં
# જાહેર ખબર ફેલાવવી છે ?

દરેક જાતના વેપારીઓ, ધંધાધારીઓ, બુકસેલરો, ગ્રંથકર્તાઓ, વિગેરેને પોતાની જાહેર ખબરો ઘણા બહોળા પ્રમાણમાં ફેલાવવાનું **વિવિધગ્રંથમાળા** એ એક ઉમદા સાધન છે.

તેના દરેક પુસ્તકની ૫૩૦૦ નકલો હાલમાં છપાય છે.

જાહેર ખબરોના દર પણ નીચે પ્રમાણે મધ્યમજ રાખેલા છે. છતાં તેમાંથી બચે તે આવા ધર્મ કાર્યમાં મદદરૂપજ છે.

| | | |
|---|---|---|
| ૧ | એક પેજની જા૦ ખ૦ એક પુસ્તકમાં છપાવવા બદલ | રૂ. ૮. |
| ૨ | એક પેજની બે પુસ્તકમાં કે બે પેજની એક પુસ્તકમાં | રૂ. ૧૪. |
| ૩ | એક પેજની ત્રણ પુસ્તકમાં કે ત્રણ પેજની એક પુસ્તકમાં | રૂ. ૨૦. |
| ૪ | એક પેજની ચાર પુસ્તકમાં કે ચાર પેજની એક પુસ્તકમાં | રૂ. ૨૫. |
| ૫ | એક પેજની પાંચ પુસ્તકમાં કે પાંચ પેજની એક પુસ્તકમાં | રૂ. ૩૦. |
| ૬ | એક પેજની છ પુસ્તકમાં કે છ પેજની એક પુસ્તકમાં | રૂ. ૩૪. |
| ૭ | એક પેજની સાત પુસ્તકમાં કે સાત પેજની એક વખતના | રૂ. ૩૭. |
| ૮ | એક પેજની આઠ પુસ્તકમાં કે આઠ પેજની એક વખતના | રૂ. ૪૦. |

સૂચના-(૧) પૈસા પુરા અગાઉથીજ લેવાશે. (૨) ઘણે ભાગે વર્ષમાં આઠથી વધુ વખત જા૦ ખ૦ છપાવા સંભવ નથી. (૩) જે જે પુસ્તકમાં જા૦ ખ૦ છપાશે તેની એકેક પ્રત જા૦ ખ૦ આપનારને મફત અપાશે. (૪) મોંઘાં નહિ હોય તેવાં ઉપયોગી પુસ્તકોની જા૦ ખ૦ પોણી કિંમતે લેવાશે. (૫) યોગ્ય લાગશે તે સાર્વજનિક ધર્માદા ખાતાંઓની તેમજ ખાસ સસ્તાં સાર્વજનિક પુસ્તકોની જા૦ ખ૦ એકવાર વિના મૂલ્યે અને તે પછી પડતર-અર્ધાભાવે લેવાશે. (૬) હેન્ડબીલ વહેંચામણી દર સેંકડે રૂ. ૦ll થી ૧)

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની શાખા—અમદાવાદ.

ચિત્રોવાળો મ્હોટો ખાસ અંક, અને ૫. સંખ્યાબંધ કિંમતી સ્ત્રીઉપયોગી પુસ્તકો ગ્રાહકોને ખાસ ઓછે ભાવે મળી શકે છે! આ પત્રના ગ્રાહકોને બીજા પણ ઘણી તરેહના ફાયદા મળે છે.

દરેક ગૃહસ્થ, જે પોતાનાં સ્ત્રી, બાળકોને કેળવવા, તથા ત્હેમને ઉન્નત કરી, પોતાને અને પોતાનાં કુટુમ્બને સુખી કરવા ઇચ્છા રાખે છે; પોતાના ઘરમાં, પડોશમાં અને પોતાની ચારે તરફ સુખશાન્તિ, આબાદી અને સંતોષ, આનન્દ અને પ્રસન્નતા જોવા માગે છે; અને પોતાના દેશનો ઉદય અને કલ્યાણ થાય એમ આશાવાન છે, ત્હેણે **પોતે સુન્દરી સુબોધ વાંચવું જોઇએ**, એટલુંજ નહિ, પણ પોતાના અને પોતાના સ્વજન-મિત્રોનાં કુટુમ્બની **સ્ત્રીઓ પાસે તે વંચાવવું જોઇએ**, એ ખાસ જરૂરનું છે. કારણ સ્ત્રીકેળવણીનું તે એક બહુ ઉત્તમ સાધન છે. ઉપરાંત **બાળકો માટેનો ખાસ વિભાગ** ત્હેમને પણ 'ગમ્મત સાથે જ્ઞાન' આપતો હોવાથી તે બહુ ઉમંગથી વંચાય છે.

**નવા ગ્રાહક**—સપ્ટેમ્બર માસથીજ (એટલે આ પત્રના વર્ષની શરૂઆતથી) ગ્રાહક થવાય છે, અને દરેક નવીન ગ્રાહકને પાછલા અંક, ખાસ અંક તથા ભેટનું પુસ્તક મળે છે. **નમૂનાનો અંક** ફક્ત એક આનાની (પૈસાવાળી) ટપાલની ટિકેટો મોકલવાથી મળી શકે છે; અને તે મંગાવનાર ગ્રાહક થતાં તે પૈસા લવાજમમાં વસુલ ગણવામાં આવે છે. (એટલે તેમણે **નમૂનાનો અંક** મંગાવવામાં ખર્ચેલા પૈસા બાદ જતાં ત્હેમની પાસેથી ફક્ત રૂ. ૧-૩-૦ લેવામાં આવશે.) નીચેને શિરનામે લખોઃ—

**'સુન્દરી સુબોધ' મન્દિર અમદાવાદ.**

# ફારલાનું હિંદુ સેનીટેરીઅમ.

ક્ષયરોગનો રામબાણ ઉપાય, સ્વચ્છ હવા મળે એવા કોઇ ઠેકાણે દરદીને લઇ જવાનો છે. રોગની શરૂઆતમાંજ ચોખ્ખી ખુલ્લી હવા, પુષ્ટિકારક ચોખ્ખો ખોરાક, વિશ્રાન્તિ તથા વૈદક મદદ વિગેરે વખતસર કરવામાં આવે તો ઘણું કરી રોગીઓ સારા થાય છે એવો દુનિયાના સર્વે ડૉક્ટરોનો મત છે.

હવાની જગ્યા સમુદ્રની સપાટીથી જેટલી ઉંચી જોઇએ એટલી આ જગ્યા ઉંચી છે, એટલુંજ નહિ પણ ત્યાંની હવા જેવી જોઇએ તેવી સફી છે. એ જગ્યા ક્ષયરોગથી પીડાતા દરદીઓ માટે યોગ્ય છે એમ કર્નલ ડૉક્ટર ડીમક, લે. કર્નલ પારેખ તથા મુંબઇના હેલ્થ ઑફીસર ડાક્ટર ટર્નર વિગેરેએ મત આપ્યો છે.

આવું પારસીઓનું એક આરોગ્યગૃહ દેવલાલીમાં છે. આ આરોગ્ય ગૃહ હિંદુ પ્રજા માટે છે. આ ગૃહની યોજના મધ્યમ તથા ગરીબ લોકોની સગવડ સારૂ કરેલી છે. જે ગરીબ દરદીઓ આવે છે તેમને વાસ્તે માત્ર રહેવાનુંજ મફત નહિ પણ ઔષધ, ખોરાક, લુગડાં વિગેરે પણ અહીં મફત પૂરાં પાડવામાં આવે છે. રોગની સારવાર માટે છેલ્લામાં છેલ્લા વૈદકવર્ગે પસંદ કરેલા પ્રયોગો તેમજ દવાઓ કાળજીપૂર્વક વાપરવામાં આવે છે જે સર્વ માટે કમમાં કમ દરમાસે રૂપિઆ ૧૦૦૦ નો ખર્ચ કરવા જરૂર પડે છે.

આ વ્યવસ્થાને કાયમ માટે ચાલુ રાખવાને પૈસાની ખાસ જરૂર છે. હિંદુ લોકો જીવમાત્ર ઉપર દયા કરે છે, લુલાં, લંગડાં, બુઢ્ઢાં, મુંગાં, જાનવરો વાસ્તે અનેક પાંજરાપોળનો ખર્ચ ચલાવે છે. તો આ ગૃહનો લાભ સર્વે હિંદુ બંધુઓને મળવાનો છે તેથી સર્વે હિંદુ બંધુઓએ

પોતાની શક્તિ પ્રમાણે એકી વખતે દરમાસે અગર દર તહેવારે નાણાંની મદદ કરવી જોઇએ; તેમજ બને તો સ્વયંસેવક બનીને નાણાની ઉઘરાણી કરીને આપણાં પીડિત ભગિની-બંધુઓનાં દુઃખો ઓછાં કરવા, આ દયા-ધર્મના પવિત્ર કાર્યને ફતેહમંદ કરવા પોતાથી બનતી કોશીષ કરી નીચેને શિરનામે નાણાં મોકલવાની કૃપા કરવી.

ડૉકટર સર ભાલચંદ્ર કૃષ્ણા.

પ્રેસીડેન્ટ કારલા હિંદુ સેનીટેરીયમ ફંડ કમીટી ગીરગામ—મુંબઈ.

---

# સુબોધ રત્નમાળા છત્રીશી.

## ૧૨ પેજી પૃષ્ટ ૭૦૦ કિં. ૦ાાા પાકું ૦ાાા≈ પો. ૦)≋

આ પુસ્તકમાં ૩૬ માળાઓ તેના કર્તા જેસંગ કવિએ આપેલી છે, અને તે દરેક માળા મનહર, કુંડળીયા, વસંત-તિલકા, સવૈયા એકત્રિશા, છપ્પા, ચંદ્રાવળા, ઇંદ્રવિજય, દુમિલા, ગીતિ, શિખરિણી, સોરઠા, ઉપેન્દ્રવજ્રા, એમાંના અકેક જાતના ૧૦૮ છંદોમાં સરળ અને અસરકારક શૈલીમાં રચાયલી છે, જે વાંચવાથી સમાજની હાલની ધાર્મિક, સામાજીક, આર્થિક વિગેરે જુદી જુદી સ્થિતિઓને લગતા જુદા જુદા સેંકડો વિષયોપર મનોરંજક વિવેચન સાથે સુબોધ અને આનંદ મળે છે. કાગળ અનગ્લેજ છે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. કાલબાદેવી-મુંબઈ.

# નામદાર શહેનશાહ

અને

# શહેનશાહબાનુ

ગયા ડીસેમ્બરમાં આપણા દેશમાં પધાર્યા હતાં તે વેળા તેઓના તાજ અને ઝવેરાતની જાળવણી માટે ગોદરેજની **ત્રીજોરી** ખરીદવામાં આવી હતી, અને એ ત્રીજોરી આખો વખત તેઓની સાથેજ રહી હતી

# નામદાર ગવરનરની

દીલ્હીની છાવણી માટે બે બે દરવાજાવાળી બે મોટી ત્રીજોરીઓ લેવામાં આવી હતી, અને તેમાં ગવરનર સાહેબ અને તેઓના પરોણાઓનો જોખમ રહેતો હતો આ બન્ને ત્રીજોરીઓ પણ ગોદરેજની હતી

ગોદરેજનું કારખાનું—ગેસ કંપની પાસે, પરેલ-મુંબઈ.

દુકાન—મૂળજી જેઠાની મારકીટ સામે-મુંબઈ.

શાખા—રેલ્વે સ્ટેશન સામે, રીડરોડ-અમદાવાદ.

